# સુંદર કામદારની

# વાર્તા.

સંશોધન કરી છપાવી પ્રસિદ્ધ કર્તા

મંગળદાસ જેઠાતારામ શાહ, બુકસેલર.

ઠે૦ રીચી રોડ—અમદાવાદ.

આવૃત્તિ ૬ ઠી. પ્રત ૪૦૦૦.

સંવત્ ૧૯૭૯ સને ૧૯૨૩.

શ્રી જૈન વિદ્યા વિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા [illegible]
નાથાભાએ છાપી. રીચીરોડના પુલ નીચે—અમદાવાદ.

કીંમત રૂ ૦—૧૨—૦

# સુંદરકામદારની વાર્તા

—⁕—

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી સારદાએ નમઃ ॥

પુરવછાય—પ્રથમ શારદા વરણવું, ગણપત લાગુ પાય, અવીચળ વાણી આપજો, મયા કરે તમે માય આખ્યાન કહુ સુંદર તણું, જે સતવાદી કહેવાય, સાંભળતાં સુખ ઉપજે, મારી આશા પુરી થાય. વઈતાળ કહે તમે સાંભળો, સદગુણી રાજા વીર; સુણીને ઉત્તર દિજીએ, આખ્યાન કહું છુ ધીર. નગર એક કનકાવતી, ત્યા કામસેન રાજન; રાજ અતી રળીઆમણું, જોઇને હરખે મન ચોપાઈ—તેની નગરી જે ઉત્તર દીશે, તેમાં વરણ અઢારે વસે; રાજ કુળ વસે છત્રીશ, બ્રાહ્મણ વસે ત્યાં સરવે દીશ; ક્ષત્રી વસે ત્યા શહસ્ર ચાર, આઠ શહસ્ર સોની કંસાર, રંગારા ત્યા શહસ્ર ચાર. પાંચ શહસ્ર ઘર સાળવી તણાં, છીપા વાસો વસે ત્યાં ઘણા; ભાટ ચીતારામાં નહી મણા, વણઝારા વળી રહે સુથાર તે નગરી વરણવી નવ જાય, ત્યાં કામસેન છે રાજાન; પુત્ર ચાર છે રૂપ રતંન, મહાબુધિવંત નહાનો કુમાર. ગુણ સઘળાનો તે ભંડાર. પુરવછાયા—કનકસેન રાજા સહી, તેને ચાર છે તન; પદમાવતી નારી સહિ, વધહોચન પ્રધાન ૧ ચોપાઇ—સંભળસેન મોટાનું નામ, માનસેન બીજાનું નામ,

ધરમસેન ત્રીજો કહેવાય, સુંદરસેન તે ચોથો રાય.

પુરવછાયા—એક દીવસ તેણે સમે, સભા ભરી રાજન; માન દેઈ બોલાવીયા, ચારે જે નીજ તન ચોપાઇ—મોટા પુત્રને પુછે રાજન, કોને નશીબે જમે તું અન; જુઠુ બોલે તુને મારી આણ, સાચુ કહુછુ તને પ્રમાણ

પુરવછાયા—કુંવર વીચારી બોલીઓ, ધીરજ રાખી મન; તમ નશીબે જમીએ અમે, પીતાજી ઝાઝુ અન ૧ અમે છોરૂ તમ તણા, જુઠું નહી લગાર, સત્ય વચન તમને કહું, સાચુ માનો રાય. ૨ ચોપાઇ—તેડયો બીજો પોતાનો તન એને એક કહ્યુ વચન, સાચી વાત કહો આ દન, કોને નશીબે જમે તું અન. તમે જુઠું મા કહેશો લગાર, સાચી વાત કરો નીરધાર, જેવુ હોય તેવુ કહો નીરવાણ, નહિતો તુજને માહારી આણ. ૨ પુરવછાયા—બીજો પુત્ર બોલ્યો સહી, સુણો પીતાજી વચન, તમ નશીબે જમીએ સહી, પીતાજી ઝાઝુ અન મેડી મોહોલ ને માળીઆં, ગજ રથ ને ભંડાર; તમ નશીબે ભોગવુ, સાચુ કહું નીરધાર. ૧ ચોપાઇ—તેડયો પુત્ર ત્રીજો તેણીવાર, રાજા બોલ્યો મુખ વીચાર, સાચુ કુંવર વદોરે વચન, કોને નશીબે જમે તું અન. તેતો પુત્ર વદે તેણીવાર, સાંભળો પીતાજી કહુ વીચાર; તમ થકી નીપની આ કાય, તે માટે ખોટું ન બોલાય આખુ છેજી તમારૂ ગાત્ર, તેમાં અન તે કોણજ માત્ર, એમ કહીને છાનો થાય, તેડયો ચોથો સુંદર રાય. પુરવછાયા—રાયે

સુંદર તેડીઓ, નાનડીઓ તે કુમાર; તેને રાયે પુછીયું, સાચુ બોલો આણી વાર. લાડકવાયો તું પુત્ર સહી. સાચુ બોલ વચન, તે માટે પુછું તુજને, કોણ નરીમે જમે અંન. વચન એવા સાંભળી, સુંદર બોલ્યો તે વાર, પીતા મુરખ દીસો સહી, ધિક ધિક તુમ અવતાર. ૪ ચોપાઈ—સુંદર બોલ્યો સુમતી વાણ, પીતાજી કાંઈ મનમુ જાણુ, નરીમ સરવના ભેગા તાત, તેમા ખોટી નહી કંઈ વાત. અહંકાર કાંઈ નવ આણીએ મન, સહુને આપનારો જગજીવન, ઉદરમાં જીવ રહે હજાર, રક્ષા કરે છે દેવમોરાર. આગળથી દુધ માતાને હોય, પછી જન્મ ત્યાં પામે સોય, પ્રાણી ઉપાડે માંથે ભાર, ખોટો થાય તેનો અવતાર, ૨૭ જન્મ દીધો તમે મને તાત, નરીમ કરે તે સાચી વાત, નાનો પુત્ર એમ બોલ્યા વાણ પીતા સાચુ માનો પરમાણ ૨૮

પુરવછાયા—વચન એવાં સાંભળી, ચઢી રાયને રીસ; ચરણ કેરી આગળીથી, જવાળા ઉડી શીશ. ૧ છે કોઈ અહીં હાજર સહી, આના ઉતારો શણગાર, કહાડો મારી નજર થકી, ન રહે નગર મોઝાર. આપકરમી એતો સહી, એવુ પારખ જાણ, આડી વાત કોઈ જે કરે, તેને માહારી આણ, ૩ કાહાડ્યો કુવરને ત્યાં થકી, તે આવ્યો માતા પાસ; ઝાણુ મુખ દેખી કરી, માએ નાંખ્યો નીશ્વાસ.

ચોપાઈ—માતા મુખથી બોલી વાણ, સાંભળ પુત્ર ચતુર સુજાણ, કોણે દુખીઓ તુજને તાત સાચી કહેરે સુ-

જને વાત. બોલ્યો સુંદર મુખથી સોય, કરમે લખ્યું તે પાછુ ન હોય. પીતાએ કાહયો મુજને બાહાર, હુ તો જઈશ વન મોઝાર વચન એ સુતના સાભળી, રાણી મનમા ઘણું કળકળી, રાજાને કહ્યુ કરી પ્રણામ, શો ગુનો છે પુત્રનો શામ. રાજાએ ક્રોધ કર્યો તેણીવાર, બોલીશ તો તુને મારીશ ઠાર પુરવછાયા— ત્યારે રાણી રૂદન કરે ઘણું, જોતા તેણીવાર, પુત્ર પધારે વન વીશે, પ્રાણુ તજુ આ વાર. ૧ ચોપાઇ–તોટક રાણી બોલી વાણુ, સાંભળો રાજા ચતુરસુજાણ, હવે હુ તજુ મારા પ્રાણ, પુત્ર વીના ન રહુ નીરવાણ. પુત્ર વીના અડવુ બોલે જન, પુત્ર સમુ નહી કોઈ ધન, રાણી કરે અતી રૂદન, પુત્ર વંના ઘર જેવું વન, પુત્ર વીના પીયર નહી માન, પુત્ર વીના મંદિર સમસાન; પુત્ર વીના ઉજડ ઘર રાન, પુત્ર વીના ન ભાવે ધાન, મારૂ રીસાઈ જાય છે રતન, મેહેર કરે તું જગજીવન, એમ કહિને સુંદર સામુ જુવે, સુતને કંઠે વળગીને રૂવે. સુંદર માતાને લાગ્યો પાય, આસીશ દો તમે મોરી માય. તમ વચને સહુ સીદ્ધી થાય, આજ્ઞા દો વનમાં જઉ માય. વળી કહેછે માતને વાત, કોનાં માતને કોનાં તાત, સાથે આવશે પુન્યને પાપ, અમે તો વન ચાલીશું આજ. પ્રાણી ગરવ કરે જે કોય, પાછળથી પસ્તાવો હોય, હુ તો બીહું નહિ લગાર, મારે પણ મરવુ એકવાર. ખોટો સરવ છે આ સંસાર, તે માટે ભજી લેઉ કીરતાર; હુકમ હશે આવ્યાનો શ્રી હરિ, તો મ-

ળીશું માત તમને ફરી. પુરવછાયા—શીખ આપો મુજ માવડી કહું છું વારવાર, જીવીશું તો આવીશુ, નહી તો કોટીક જુહાર, માત વળતી એમ વદે, તુજ વીણુ નવ રેહેવાય; નેન પડે છે નિસરી, મારૂં કાળજુ કડકા થાય

ચોપાઈ—આશીશ દઈ કહે વહેલા આવજો, સ્ત્રી ચાર પરણી લાવજો; એમ માતા દીએ આશીશ, તમે જીવજો કરોડ બત્રીશ ચાલ્યો એકલો વન મોઝાર, બાર નીસર્યો રાજકુમાર, શુકન થયા રૂડા નીરધાર. ચાલ્યો કુવર ગામથી બાહાર પુરવછાયા—એક વિપ્ર વચન સુખડે ભર્યો, ધેનુ વાંછી ગાય, વરકન્યા પરણી મળ્યાં, દેખી રીઝયા કુમાર. માલણ પુ પ લઈ મળી, પુત્રવંતી એક નાર, શુકન સહુ સારા થયા જોઇ હરખ્યો તે ઠાર. ચોપાઇ—હરખ પામ્યો તે રાજકુમાર, ચાલ્યો વેગથી વન મોઝાર, હાથે મુદ્રીકા રહી છે જેહ, વાટ ખરચીમાં પાસે તેહ. શુકન વંદી ચાલ્યો જેટલે, પ્રધાન પુત્ર મળ્યો તેટલે. સ્નેહી મીત્ર તે સુંદરનો થાય, કહે શા માટે કોપ્યા રાય. વાત વિસ્તારી કહો મુજ ભ્રાત, તવ કુવર બોલ્યા સાક્ષાત; દેશવટો દીધો રાજન, તેથી હવે જાશું અમે વન. તવ પ્રધાનપુત્ર બોલ્યો વાણ, અમે ભેળા આવશુ જાણ, તુજ વીના તે કેમ રેહેવાય, ઘડી એક વરસની થાય. સુંદર કહે પાછા જાઓ વીર, વનમાં વેઠવું દુખ શરીર, સુણી મીત્ર બોલ્યો વચન, ભેળો આવીશ હું તો રાજન એઉ જણ ચાલે જેટલે; વજીર પુત્ર મળ્યા તેટલે

તમે શાબ્દા થયા કયાં ભાઇ; તવ મુખથી બોલ્યા તે ધઇ; દેશવટો દીધો છે તાત, માંડીને કહે સરવે વાત; વચન તે કુંવરના સુણી વળતી તેણે વાણી ભણી, ત્યા થકી ચાલ્યા જેટલે, કોટવાળ પુત્ર મળ્યો તેટલે, તેણે જુહાર કરયા મહા રાજ શાબાદા થયા તમો કયાં આજ તેનુ કારણ શુ છે મન, અમ આગળ કહોને વચન, કુવર બોલ્યો મુખથી વાણ દેશવટો દીધો તાતે જાણુ માટે અમે તે વન ચાલશુ, કોટવાળ પુત્ર કહે ભેળા આવશુ; પછી વાત કુવરે કહિ, મા ની નહી અમે આવશુ સહિ ચાર જણા ત્યા ભેળા થઈ, વન ચાલ્યા તે ત્યા સોહ, જોજન એક ચાલ્યા જેટલે, ત્યાં અચરત દીઠુ તેટલે ત્યાં સરીતા વહે સવળી, નહાતા પાપ જાએ સહુ બળી, ત્યાં દેવળ શીવનુ સોહ ચારે કુવર ત્યાં આવ્યા વહી, ઉતમ સ્થળ જોઈ ઉતર્યા તાંહા, રજની વાસો રહીશું ઈહા, ચારે કહે તે ગમી વાત સ્થીર થઇને બેઠા ભલી ભાત. એક બીજા પ્રત્યે કહિ વાણ, કોઈ પાસે ધન નથી જાણુ, રાજાકુવરને હાથે જેહ, મુદ્રિકા હતી હેમની તેહ. તે લઇને વેચવા જાય, દ્રવ્ય લઇ આવ્યા તે રાય; ત્યા આવી કીધું ભોજન, ચારે જણ સુતા તે દિન, રાજકુવર નીદ્રાવશ થયો; ચારે જણ વિચાર કરયો પુરવછા.

આ—ધન નથી કોઇની કને, જમવુ જોઇશે સાર; વનમાં દુઃખ અતી ઘણુ, એમ કરતા વિચાર સુતો સુંદર મહેલિઓ ત્રણે ઉઠી જાય. પ્રભાતે સુદર ઉઠિઓ, ત્રણે નવ દેખે કયાં

ય. પછી કુંવર ઊઠી ચાલિઓ, સોચ કરતો મન; કવેળા એ કોઈ કોઈનુ નહીં, એમ વિચારે મન.

ચોપાઇ—પછી મુદ્રીકા વેચી જેહ, હવે તેનું રૂપન્યું તેહ, લેઈ કુંવર ત્યાથી ચાલીઓ, ત્યા સુંદર પંથે હાલીયો. પછી માસ બે ચાલતાં થાય છેટે પોચ્યો તે સુંદર રાય; ખરચ આત્રી રહિ ત્યા જાણુ, અપવાસ ત્રણ થયા નિરવાણ એક નગર આવ્યુ છે જયાહા, રતનપુર તે તો કહેવાય; તેમા રતનસેન રાજન, તેજપાલ નામે પ્રધાન ૭૩ તે નગર હુકડા આવ્યા સાર તારે સુંદરે કરયો વિચાર, નથી આવા કાઇ માહારી પાસ, મુને ત્રણ થયા અપવાસ. ૭૪ તારે વીચારી કીધો સાર, એક બાંધ્યો કાષ્ટનો ભાર; તે ભારો લેઈ પરવરયો, નગર સમીપે લઈ નીસરયો. ૭૫ ભલો ભલો તું દીનદયાળ, કે કહાડે ન ઉપાડયા ભાર, આવ્યો નગર પાસે જેટલે, શુકન રૂડા થયા તેટલે ૭૬

પુરવછાયા—શુકન રાજાને રૂડા થયા, વર કન્યા પરણી જાય, બ્રાહ્મણ વેદ ભણે ઘણા, બોલે જય જયકાર. ૭૭ નગરની શોભા અતી ઘણી, સુખથી નર કેહેવાય; સુવરણ કળસે નારીયો, નીર ભરીને જાય. ૭૮ સુંદર ચાલ્યો તે નગરમાં, આવ્યો ચઉટા મોજાર; ભારો લેઇને ઉભો રહયો, તે જોતાં સેને હાર. ૭૯

ચોપાઇ—સુંદર ઉભો તે ચઉટા મોઝાર, ત્યાં ભઆવે ગ્રહયો નીશાળ, પંડયો બોલ્યો મુખથી વાણ, સુંદર

કેરા ભારાને જાણ ૮૦ તેણે સાદ કરાવ્યો જેટલે, સુંદર આવી ઉભો તેટલે, ભારાનુ મુલ કરો તે ૮ મો, જે માગો તે આપુ અમો ૮૧ તારે સુંદર બોલ્યો વાણ, મુને મન લેઇએ નીરવાણ્ય એ ટક હુ અનજ જમુ, ભારો આપી ભમતો ફરૂ. ૮૨ ત્યારે પંડયો બોલ્યો જેહ, પેટ વડીએ રાખ્યો તેહ, ત્યાતો સુંદર રાત રહે, સુખ દુખ જે પડે તે સહે. ૮૩ પુરવછાયા—પછી પેટવડીએ રાખ્યો સહી, સુંદર તેણીવાર, ખાય પીએ દીન નીરગમે, નીત લાવે કાશ્ટનો ભાર ૮૪ હાથમા ઓહણુ પડયાં ઘણાં તારે પંડયા વીચારે મન; કોમળ કાયા દીસે ઘણી, એ સુખીયા દીસે તન ૮૫ ચોપાઈ— સુખીયો દીસે એ તુરે તન, એમ પડયો બોલ્યો વચન, કાષ્ટ જાવા દે આણે ઠામ, નીશાળનુ તું કરજે કામ ૮૬ સુંદર તોએ ન બોલે લગાર, મુરખો નામ પાડ્યું તેણીવાર, તે નીશાળીયાને મન ભાવે, મુરખો કહીને બોલાવે ૮૭ પુરવછાયા—મુરખો મુરખો સરવે કહે. વાહાલો લાગે અપાર, બત્રીશ લક્ષણો છે ખરો, પણ બોલે નહી લગાર. ૮૮ તન રૂડો તેજપાળનો, ભણે નીશાળે સાર; ભાવ ભલો પંડયા તણો, તે રાજાતણો કામદાર ૮૯ રતનસેન રાજા સહી, તેની પુત્રી જેહ, તે નીશાળે ભણે સહી, ફુલવતી નામે તેહ. ચોપાઇ—ફુલવતી ભણે તે નીશાળ, તે તો રતનસેનારે બાળ રૂપવંતી કળા અપાર, અંતરપટ બાંધી ભણે નીરધાર ૯૧ પડયાને મન ભાવ અપાર કુંવરી

તેજ તણો ભ ડાર, ત્યાં ભણે તેજપાળનો કુમાર, ભાવે ભણે કુળવંતી નાર. ૯૨ પુરવછાયા—ઘણા દીવસ એમ વહી ગયા, જોતાં તેણે હાર, અ તરપટ ઉંચો કર્યો, દીઠો તેજ-પાળ કુમાર. ૯૩ નજરે નજર ભેગી થઇ, મોહ પામ્યાં બહુ જણ; માહોમાંહે સમજી રહ્યાં, જોતાં તે પરમાણ ૯૪ નેન પદારથ નેન રસ, નેન નેન મહત, જયારે થાય છે પ્રીતડી, પ્રથમ નેન કરત ૯૪ પ્રીત બધાણી પ્રેમશું, ન-જર થતા એક; જીવન પ્રાણ છે માહરો, વાહલો મુજને વીશેક ૯૫ નજર ઝટ લાગી રહી, સામા બેઠા શેણ; હઇયું રાખે હાથમા, પણ ઝડપ નાખે નેણ. ૯૫ સજન સાથે પ્રીતડી, મન બાંધ્યુ તે સાથ, વહે વાધ્યો ઘણો અ ગમાં, ન ગમે બીજી વાત. ૯૭ હવે હુ તો શું કરૂ, એ વીના ન રહેવાય; જો એને દેખુ નહી, તો પ્રાણજ માહારો જાય. ૯૮ જે ઘડીએ મે ભાળીયો, દીઠો પડદા માહ; તે ઘડીનો ચટકડો, મુને લાગ્યો હઇયા માહ. ૯૯ એટલા દીવસ એળે ગયા, મે એ દેખ્યો કામદાર, હવે ઉપાય કરૂં સહી, એમ વીચારે નાર. ૧૦૦ પ્રીત લાગી છે તેણીવાર, કુળવતીએ કર્યો વીચાર, સાહ કર્યો ત્યા સુરખાને જાણ, આ લે પા-ટલો નીરવાણ. ૧૦૧ કુળવતીએ દીઠો લગાર, પાટલો નાખી મોકલ્યો સાર; પાટીમાં લખ્યો એ તું વીચાર, તું છે મારો પ્રાણ આધાર. ૧૦૨ પાટી આપી સુરખાને તેણીવાર, આપજે તેજપાળ કુમાર; સુરખે હાથમાં લીધી સોય, મન

વાંચીને વીસ્મે હોય. ૧૦૩ આ તો પ્રીત બંધાણી અપાર, સુરખે મનમા કરે વીચાર; જેઉં પોરખુ એવુ સોય, તેમાં બીજો નવ જાણે કોય, ૧૦૪ લઇ પાટીને સુરખો જાય; તેજપાળ કુંવરને આપી ત્યાય, ધનપાલ છે તેનુ નામ, વડો નીશાળીઓ તે ઠામ. ૧૦૫ પાટીમાંહે લખ્યો વીચાર, તુ છું માહરો પ્રાણ આધાર, મારૂ તુજશું બંધાણું મન, ભલો ભલો તેજપાળનો તન, તુજ વીણ એક ઘડી ન રહેવાય, ઘડી એક વરસની થાય, તમારા મનનીરે જાણો તમો, ઝાઝી વાત શું કહીએ અમો; સુરખે પાટી આપી સાર, તેમાં જાણ્યો તે સરવ વીચાર, પુછે પાછો ઉતર જેહ, કામદારે લખીઓ તેહ. ૧૦૭ પુરવછાયા—પાછો આકજ માંડીઓ, સાંભળરે તું નાર, તમે લખ્યુ તે સમજ્યો, હરખ પામ્યો અપાર ૧૦૮ પણ એક કઊતક છે ખરૂં, જાણે તાહારો બાપ, સુખમાથી દુખ ઉપજે, થાય ઘણો સંતાપ. ૧૦૯ અમે જાતે વાણીયા, તમારો તાત રાજન; તે માટે તમને કહુ, વીચારી જોજો મન. ૧૧૦ પણ એક વાત તમને કહુ, સોર તણું નહી કામ; એ વાત ગુપત રાખવી. જોતા એણે ઠામ. ૧૧૧ ચોપાઇ–લખી પાટી તે આપી હાથ સુરખ મનમાં સમજયો વાત; સુરખે પાટી દીધી જાણ, કુળવંતીને હાથ પ્રમાણ. ૧૧૨ કુળવંતીએ વાંચ્યો વીચાર, જે લખ્યુ તેજપાલ કુમાર; પાછુ વચન લખ્યું પ્રમાણ, મારા જીવ તમો તુ જાણ. ૧૧૩ માટે કરવો એક ઉપાય, જેમ

કાંઇ ન જાણે રાય, મારા પીતા કહીએ જેહ, તેને લાડક ંવાઈ હું તેહ ૧૧૫ તારૂ કોઇ નવ લીએ નામ, તે માટે નીશ્ચે કરવુ કામ, તું તો માહારો પ્રાણ આધાર, એક ઘડી ન મેલું આ વાર. ૧૧૬ તે માટે કરવો પરપંચ, જેમાં આવે કંઇ નહી આચ; તે માટે એક કહુ છુ ઉપાય જેમ આપણે સુખડુ થાય.

પુરવછાયા— સુખ થાય જેમ આપણે, એક કહું ઉપાય ઈશ્વર દેહેરૂ છે સહી, ત્યાં તમે આવો રાય. ૧૧૮ દીઠો ઇશ્વર ધન આગળો, તમે જાણો તેને ઠામ, રાતે હું આવું સહી કરી પોતાનુ કામ. ૧૧૯ ઘડીમા સાઢ કે શી કરી ઘડીએ જાય જોજન ચાર; એ પ્રમાણે છે આપણેદ, હુ આવું તેને દ્વાર. ૧૨૦ ચોપાઇ —હુ આવું છું પ્રાણજીવન, સામગ્રી કરજો આણે દન, એમ પાટીમા લખ્યો આંક, સુરખાને આપી નીસક ૧૨૧ સુરખે વાચ્યુ તેણી વાર તે નવ જાણે કુલવતી નાર; પાટી દીધી તે શેઠને હાથ, વાંચી મનમા સમજ્યો વાત, ૧૨૨ પોતાની સામગ્રી થાય, સુરખો પંડયાની પાસે જાય; પંડયા શીખ દીએ જાશુ ઘેર, વળી આવશું પાછો ફેર. પુરવછાયા—ગુરૂએ રાજી થઇ ને કહ્યું જા ઘેર નીરધાર, આજ્ઞા લઇ તે આવીયો તેજ પાલને દ્વાર ૧૨૪ કેહેવા લાગ્યો સુખ થકી, સુરખો તેણી વાર, જો સુખ ઇચ્છો આપનુ, તો ચેતી લ્યો આ વાર. ૧૨૫ નજરે ખેલ મેં નીરખીયો, કીધો એક વીચાર; કુલ-

વતી ધનપાલ બે, નીકળી જાશે બહાર ૧૨૬ લાજે કાજ સરે નહી આબરૂ જોતા જાય; માટે ચેતો આ ઘડી, જેથી રૂડુ થાય. ૧૨૭ એ માનો નહી માહરૂં, જુવો પુત્રની પેર, સાચું જુઠું જાણશો, પોતાકેરે ઘેર ૧૨૮ જોતાં સાચું નીકળ્યું, કબજ કર્યો તે વાર, તાળુ દઇ મહી પુરીઓ, પોતાનો કુમાર ૧૩૦ ઉતારીને તે આવીઓ, વેગે સુરખા પાસ; મુઠી ભરી રૂપીઆ તણી, આપી કહ્યુ શાબાસ ૧૩૧ ચોપાઇ—તે આવ્યો મેહેલેથી બાહાર, જે છે તેજપાલ કામદાર; મુઠી રૂપીઆની આપુ તને, ભલુ થયું જે ચેતાવ્યો મુને. ૧૩૧ કોઇને કહીશ નહી એ વાત ઉપકાર માનુ તુજ ભ્રાત, સુરખો કહે મુને છે સઉ ભાન, વાત કોઈ નવ જાણે પ્રધાન. ૧૩૩ એમ કહીને ચાલ્યો તેણીવાર, આવી ઉભો તે મધ્ય બજાર, ગુજરીમાં છે વસ્ત્ર અપાર, જોઇએ તેવા લીધા નીરધાર ૧૩૪ વળી લીધા બીજાં હથીયાર, આવી નીકળ્યો નગરથી બહાર, પ્રિતે કર્યું શીવ પુજન, ચાલ્યો સુંદર તેને દન ૧૩૫ પુરવછાયા—મહાર નીસરયો તે સહી, આવીઓ શીવ મંદીર, પુજા કીધી પ્રેમશુ, મનમાં રાખી ધીર. ૧ સ્તુતી કીધી અધીક ઘણી, પુજા કીધી અપાર, ત્રણ સાહ કરે જો મુને, તો તુઠયો શીવ ત્રીપુરાર. ૨ પુજા કરી બેઠા સહી, રાત પડી નીરવાણ, કુલવંતી ત્યાર થઇ, તનસુખ આવવા જાણ, ૩ ઘડીમા ભોજન સાહની, લીધી તેણીવાર; વેગે વહીને ચાલીયા,

સાથે લીધી વસ્તુ સાર, ૪ ચડીને ચાલી સહી મનમા ઘણું રળીયાત, ચાલ ચાલે વેગે સહી, હાસીશુ કરતી વાત ૫ મીત્ર વાટ જુવે ખરી, તેજપાલનો કુમાર, અસુર થયું ઝટ ચાલીયાં, પોહોચ્યા સીંઘ તે ઠાર. ચોપાઇ—એટલે આવ્યાં દેવલ મોઝાર, સાદ કીધો ત્યા તેણીવાર, સાદ કીધા ત્રણ જેટલે, ઉઠી બેઠો થયો તેટલે ૭ સાઢ હકારી રતુકાર, ચઢી બેઠો સુંદર તેણીવાર, મહા વનમા ચારે જણા ત્યાથી ચાલ્યાં તે ઉતાવળા ૮ પુરવછાયા—પશ્ચીમ બેઠો મુરખો, આગળ તે રતુકાર, વચમાં રાણી ફુલવતી, તે સાઢ હાકી તે વાર ૯ પવનવેગે સાંઢણી, અઘર ચાલી જાય; મનમા આનંદ અતીઘણો, ઉલટ અંગ ન માય ૧ આશા પોહોતી અતી ઘણી, હઇડે હરખ અપાર, આજે ભાગ્ય અમતણું, હું પામી એ ભરથાર. ચોપાઈ—ગડબડ સાઢ હકારી જાય, અઘોર વનને મારગે ધાય, પવનવેગી સાઢ અપાર નીસરી બહુ પથ મોઝાર ૧૨ તારે ફુલવંતી બોલી પ્રકાશ, આવ્યાં આવ્યા ભોજન પચાસ, સે ન બોલો પ્રાણજીવન, મારૂં તમમાં વળગ્યુ તન ૧૩ રાખી રાત ત્યાં વહીને જાય, તમારા મનમાં કાંઇ નવ થાય, એમ બોલી ફુળવંતી નાર, સાભળો તેજપાલ કુમાર. ૧૪ વાત કરી મુરખથી સાર, શું મનહામાં કરો વીચાર, બીક કોની ધરોછો મન, નથી બોલતા મુખથી વચન. ૧૫ મુરખો બોલ્યો નહીરે લગાર, તારે બોલી તે રતુકાર, તમે છાનાં રહો મોરી માત, હસ-

ણું જોતા થાશે પ્રભાત. ૧૬ પુરવછાયા—રતુકાર બોલી રહી, સાંભળો કુળવંતી નાર, વણીક કેરો બેટડો, બીકીક ધરે અપાર. ૧૭ રાત અંધારી ઉપરે, ચોર હશે કોઈ જાણું; તે માટે બોલે નહી એ છે ચતુર સુજાણ. ચોપાઈ—ચતુર હોય વણીકનો તન, માટે નથી બોલતો કાંઈ વચન, આપણે નારી નાનેરાં બાળ, ચોર મળે તો થાય જંજાળ ૧૮ હોય છુંટી હે આપણું મન, એમ મુખથી બોલે કામન, તે માટે છાની રહે માત, વનમાં ઝાઝી ન કરીએ વાત. ૧૯ વાત કરે ને સાહ ચાલી જાય, તારે બોલી કુળવંતી ત્યાંય, બીક કોની ધરોછો મન, બોલો બોલો પ્રાણજીવન ૨૦ વાત કરે ને સાહ ચાલી જાય, પ્રાતકાળની વેળા થાય; વીતી રજનીને ઉગ્યો દન, તારે મુરખે ઝળકાવ્યું વદન. ૨૧ તારે બોલી કુળવંતી નાર, તું તો સાંભળ રતુકાર; આતો તેજપાલનો કુમાર, મુરખો વર ઓળખ્યો તેણીવાર ફટફટ પાપણી વીધાત, મને દુખ તણી તું દાત, કુળવંતીને થઇ મુરછાય, પડી આઇ ત્યા પૃથ્વી માંહ્ય ૨૩ છાતીશું ચાપી રતુકાર, ખમા ખમા તુજને બહુ નાર, નેત્રથી આંસુ પાતજ થાય મુખથી કાંઈ નવરે બોલાય. ૨૩ પુરવછાયા-ખમા ખમા દાસી કહે, વીઠી તે રૂદીયા માંહ, ઘડીકા બે પુઠે સહી, ટળી તીહા મુરછાય. ૩ વળતી તે કોપે ચઢી, કુળવંતી બોલી વાણ; મુખ નવ જોઉ મુરખનું, હું છાડુ માહારા પ્રાણ, ૨ રીસ વણી ચડી નારને, બોલી મુખ તે વાર, આંસુ પડે બહુ

આંખથી, કાઢી પ્રગની પેંજાર. ૩ એનું મુખ દેખુ નહીં, પાપી એ કહેવાય, વાહાલા, વછો હોએ સહી, ક્યારે ઇહાથી જાય ૪ કાઢ કાઢ એને સહી, મોહું એનુ બાળ, તે માટે તુજને કહુ, એને હેઠે ઉતાર. ૫ તારે સુરખો બોલીયો, કોણ આવે તુજ સાથ, શીવને દેહેરે આવીને, કીધી મુજને ધાત ૬ હું પુજા કરવા આવીયો, મહારશીવની જેહ; ભાંગ પીધી મે હતી, ઘાતજ કીધો તેહ ૭ ગામ ઠામ મુકાવિયુ, મુકાવી નીશાળ, અવગુણ કીધો તેં સહી, વળી દે છે મુજને ગાળ ૮ ચોપાઇ—એમ કહીને ચાલ્યો તેણીવાર. ત્યારે બોલી તે રતુકાર; આપણે ઉભા એકલાં વન, ચોર મળે તો લઇ જાય ધન ૧ પુરૂષ વીના કેમ રેહેવાય, એ રાંધ્યુ ધાન સ્ત્રી કેહેવાય, જે સ્થાનકે નારી જાય, પૃથ્વી તેને ખાવા ધાય ૨ એમ કહે તે રતુકાર, એ પાપીને માર પેજાર, એને દેખી વ્યાપે કાળ, માહારી નજરથી મોહું બાળ. પછી સુરખો બોલ્યો તેણીવાર, ભલો ભલો તું વીશ્વાધાર, દામોદર હું તમારો દાસ. શીવને ઘણો વીશ્વાસ ૪ ભલે વાર કરો મુજ સ્વામ, હુ તો જપુરે તમારૂ નામ, તમે ભક્તતણા પ્રતિપાળ, મહારૂ દુખ કાપો ગોપાળ. ૫. પુરવછ્યા—દાસ પ્રભુ હું તમતણો, કરૂણાનીધી કેશવરાય, એમ કહેતો ચાલીઓ, શોક કરતો જાય. ૬ સુંદર ચાલ્યો વનવીષે બોલી ત્યા રતુકાર, ભાઇજી કહુ, તે સાંભળો, સાહ કરૂ આ વાર. ૭ ચોપાઇ—સાહ કરૂ છુ એને સાર,

ત્યારે બોલી કુળવતી નાર, કહું તારે તું ધરજે સાર મુજ આગળ ન કરજે ઉચાર ૮ તારે મન આવે તે કરનાર, ત્યારે સાદ કીધો તેણીવાર, તું આવ મુરખ આણે ઠામ, એમ કેહી બોલાવ્યો કામ, ૯ મુરખો ઉભો રહ્યો તે જાણ ત્યારે બોલ્યો મુખથી વાણ, મારો વાંક નથી લગાર, તમે તેડી આવ્યા વન મોઝાર ૧૦ બોરા આવોને મુરખા ભાઈ, તમે રીસ ન કરજો કાંઈ, ત્યારે પાછો આવ્યો નીરધાર, સાઢ હંકારી તેણીવાર ૧૧

પુરવછાયા—સાઢ હંકારી ત્યાં થકી, કે પવન વેગે પળાય; ઝળહળતુ ઝળકી રહ્યું, એક નગર અનુપમ ત્યાંય દીસે બહુ રળીયામણુ, જાણે હોય કઈલાસ, સાઢ વેગે આવી સહી તેજ નગની પાસ, ૨ એક ફુલવાડી દીઠી સહી, સાઢ હંકારી તે માહી, ત્યા આવી ઉભા રહ્યા, પછી નગર નીરખે ત્યાહી ૩ ઉંચા મંદીર માળીઆ, શોભે તેજ પ્રકાશ, હેમ ધડુલે શોભતી, નારી મન ઉલાસ ૪ ચોપાઇ—નીર ભરતીતી નારીઓ સોઓ તેનું રૂપ દેખી મન મોહે, ભલાં ચઉટા શેરીને પોળ; સામસામી હાટની ઓળ. ૧ લીપી ભીંત કનકની ગાર, નાટારંભ ત્યા નૃત્ય અપાર, દેખી હરખી કુલવતી નાર, બોલી દાશી પ્રત્યે તેણી વાર. ૨ ત્યા કુળવતી બોલી વાણ, સાંભળ દાશી ચતુરસુજાણ; હવે બીજે કયાં જવાય, જેને શુકન રૂડા થાય. ૩ ખર જમણો થાયે આવાર, એમ કહે કુળવંતી નાર, જળ ભરતી નારી જોય

ફુડા એવા શુકન હોય ૪ પુરવછાયા—કુળવતી એમ ઓ-
ચરી સાભળ તું રતુકાર, ક્ષુધા લાગી ઉદરમા, જમવા નહી
લગાર ૧ તું મોકલ મુરખાને સહી, ખાવાનુ લેવા સાર;
ત્યારે ત્યા બોલાવીઓ, તે વેળા રતુકાર ૨ લાવ ખાવાને
તુ તો સહી, તું જા ચઉટા મોઝાર, તવ મુરખો મુખથી
બોલીયો, મુજ પાસે ધન નહી લગાર ૩ ચોપાઇ—મુજ પા
ધન નહી લગાર, ત્યારે બોલી રતુકાર, ધન આપો તમે મોરી
માય, જેમ મુરખો ચઉટામા જાય, તારે કુળવતી કરતી
જતન જુગતીથી ત્યા કાહડ્યુ રતન; આપ્યુ મુરખાને તેતો
ત્યાય, મુરખો લઇ બજારે જાય, ૪ ઝવેરી હાટે આવ્યો
તે જાણુ, આવી મુખથી બોલ્યો વાણુ, ઝવેરી હાટ કયા છે
જેહ, એક વણીયો બોલ્યો તેહ ૫ રાજદ્વાર ગયા છે સાર,
ઝવેરી હાટે નહી આવાગ, તે વણીકના સુણીને વચન, મુરખો
વીચાર કરતો મન ૬ પુરવછાયા—વીચાર ત્યા મનમાં
કયો, જાઉ રાજાને ઘેર, રતન પારખું ત્યા કરૂ, જોઉ
એની પેર. ૧ સુંદર પોતે આવીયો રાજા કેરે દ્વાર; આવી-
ને ઉભો રહ્યો, કીધો ત્યા જુહાર, ૨ તે ભદ્રસેન રાજા
અરો, ભદ્રાવતીનો નરેશ, ત્યા સુંદર તે આવીયો, જોબન
બાળે વેશ. ૩ જુહાર કીધો સરવને બોલ્યો મુખથી વાણુ,
માન દઇને બોલીયો, ભદ્રસેન રાજાન ૪ કોણુ તણા તમે
એટકા, કીયો તમારો દેશ, શા કારણુ તમે આવીયા, એમ
પુછેછે નરેશ. ૫ પૃથ્વી દેશ અમારડો તાત તો સરજણુ

દ ૭ શેર અન્ન માટે આવીયો, જો લખ્યુ હશે કીરતાર ૬ ચોપાઇ—કીરતારે લખ્યુ તેહ હોય, અદકુ ઓછુ ન કરે કોય એક રતન છે મારી પાસ, જુવે ઝવેરીને થાય વીશ્વાસ તે માટે આવ્યો છુ જાણુ, ત્યારે રાજા બોલ્યો વાણુ ચાર રતન છે અમારી પાસ, જોવા ઝવેરી આવ્યા પ્રકાશ ૨ ઝવેરી ઉભા છે જ્યાય, રતન પારખુ કરે આય, જોઈ સુદર બોલ્યો તે વાણુ, રતમા સમરયા તે સારંગપ્રાણુ, ૩ પ્રભુ દામોદર બાલમુકુંદ જયશ્રી દેવકીજીના નંદ, મારૂ વચન સાચુ થય તમે તુઠે એ વઇકુઠરાય પુરવછાયા—વઈકુઠવાશી છો તમો, સ્વામી દીન દયાળ, વચન સાચુ હોય સહી, તો કરો મુજ સમભળ ઝવેરી પ્રત્યે બોલીયો, સુદર સાચી વાણુ, રતન બે ખોટા સહી, બે સાચા નીરવાણુ, ૬ જો તમો માનો નહી, તો પારખુ કીજે સાર, એરણુ એક મગાવીયે, ખબર પડે નીરધાર ૭ ચોપાઈ—ખબર પડે ત્યાં સાચી નીરધાર, પેસી જય એરણુ મોજાર, તેતો સસુનિશ્ચે કેહેવાય, ખોટાના તો કટકા થાય ૧ મગાવી એરણુ એ વાર ઘા કરવાને તેડયા લુહાર, રતન મુક્યુ એરણુપર જેહ, ઘાણુ પડયો કટકા થયા તેહ ૨ બીજુ રતન મુકયુ તેણીવાર એરણુમા પેઠુ નીરધાર, સરવે જોઈને અચરત હોય, એવો પુરુષ ન દીઠો કોય, ૩ ઝવેરી ઝાખા પડીયા મન, ઘણી રીસ ચડી રાજન, રાજા કહે પરીક્ષા સારી કેવી, ઝવેરી ભુઠા પડીઆ તેવી ૪ પુરવછાયા—રાજા રીસ કરે

સુણી ઝવેરીને તે વાર, બશીખને મોકલો, લુટી લ્યો ઘરબાર. ૮ સુંદર પસ્તાયો ઘણો વીચારયુ નીજ મન. સમજાવી પોતે કહે, સુણો ચતુર રાજન ૨ નજર સહુની ચામની, ભુલે મોટેરા જન માટે મફેજ કીજીએ, રોસ ન ધરીએ મન, ૩ ચોપાઇ—રૂડા રાજા ન કરીએ રીસ, સુણો ઝવેરી દીએ આશીશ, તમ વચને રાજા કહે મુકી દેઉ, કહોતો મારીને હડજ લેઉ, ઝવેરી મુકયા તેણીવાર, તેતો હરખ ધરે અપાર, કોઇ આવ્યા મુલકના રાય, વીચર મનમા કરતા જાય ૨ રતન હતુ પોતાની સાથ, તે દીધુ ઝવેરીને હાથ, રતન આતો અમુલ્ય કહેવાય, તેનુ મુલ કોણે નવ થાય ૩ ઘરેણે મુકયુ તે તો જાણ, લાખ રૂપીયા લીધા પ્રમાણ રતન દીધું ઝવેરીને હાથ, લાખ રૂપીઆ લીધા સાથ. સુરવછાયા—લાખ રૂપીઆ તે ઘડી, લીધા પોતે સાથ, દશ હજાર ત્યા રાયને, આપ્યા હાથોહાથ ૧ રાજા બહુ રાજી થયા, સુંદરને કહે વચન, કામકાજ હોય અમતણુ મને કહો આ દન ૨ સુંદર વળતો બોલીયો, રાજા પ્રત્યે કહે વાત, મોહોલ એક જોઇએ ખરો, અપાવો તમે હાથ ૩ મન બેસે તે આપશુ જોતા તેણી વાર શુધ કરીશુ તે સહી એવો મોહોલ તઇયાર ૪

ચોપાઈ—મોહોલ અપાવો તઇયાર, ટાકુ કુવોને માંહી કોઠાર, સરવે વસ્તુ ઘરમા હોય, બાહાર ન જાવુ પડે કોય. ૧ અમને મોહોલ જોઇએ એવો સોય, વસ્તુ સરવે ભરી

ત્યા હોય, તવ રાજા બોલ્યો તેણીવાર, ઢળીત તેડાવીઆ બેચાર ૨ કેહેતા આવી કીધો જુહાર, કહે સાહેબ, હમ હે તઈ-યાર, જો કામ હો સો હમ કીજે, હુકમ ફરમાવો સો હમ કીજે ૩ કહોતો પકડ લાવે શાહુકાર, ઝવેરીકુ મારે ઠાર; તવ રાજા બોલ્યો તે વાર, મોહોલ રૂડો જોઇએ તઇયાર. ૪ પુરવછાયા—મોહોલ જોઈ કહાડો તમો, સુંદર તેડી સાથ; જે જોઇએ તે અપાવજો, વેગે તેને હાથ ૧ ઢળીત ચાલ્યા ત્યા થકી, સુંદર ભેળો જાય, શેરી પોળ જોતો ખરો, ઉલટ અંગ ન માય ચોપાઈ- ઉલટ સુંદરના મન માહે, મેડી મો-હોલ જોતો તે જાય, ત્યા એક દીઠોરે અવાસ, સુંદર આવ્યો તેની પાસ ૧ ઉચા તે મંદીર માળીયા, છજા જરૂખાં ને જાળીયા, હઠીયો વણજારો રેહે તે માય, સુંદરે પુછ્યુ ઢળી-તને ત્યાય ૨ આ કેના મહેલજ કહેવાય, ઢળીત બોલ્યો તે ત્યાય, હઠીયા વણઝારા ઈસમે રહે, ઢળીત સુંદરને એમ કહે ૩ આવ્યા મોહોલ પાસે ત્યા જાણુ, ઢળીત બોલ્યા મુખથી વાણુ; ચલ બે ચલ હઠીયા તુ આજ, તુજકુ બો-લાવે ભદ્રસેન રાજ ૪ કોઈ ખુદાકા તુજકુ હોય, ઈસમે ગુના નહી તેરા કોય, હમને રોટી રાજાકી ખાઇ, હુકમ તુજકુ કહેને ભાઈ.

પુરવછાયા--વચન એવા સાભળી, થરથર ધ્રુજે મન; હાણુ ચોરી કીધી નથી, શાને તેડે રાજન, ૧ તે જમીને સુતા સહી ઝબકયો બહુ મન માહ્ય; પેરણુ તો પડે નીસ-

રી, વણઝારો બીહચો ત્યાંય ૨ ફાળ પડી બહુ પેટમાં, હોઠ કંઠ સુકાય, બોલે બોલ અવળુ સહી સવળ નહીં બોલાય. ૩ ફાંદ મોટી પરસેવો ઘણો, પાઘડી તે પડી જાય, શું થાશે ભગવાનજી, આતે શુ કહેવાય

ચોપાઇ—અરે પ્રભુ આ શું કહેવાય, તેની થરથર ધુજે કાય તેડી લાવ્યા તે રાજદુવાર, આવી રાજાને કરચો જુહાર રાજા પ્રત્યે બોલ્યો વચન, શું ગુનો'હ મારો રાજન, શા કામે તેડચા માહારાજ, સાચુ કહોને હમને આજ. ભદ્રસેન ત્યા બોલ્યો જેહ, મોહોલ કહીએ તમારો તેહ. સુદરને આપો તે તમો, એવુ વચન કહીએ છે અમો પુરવછાયા—માન વચન હઠીયા સહી, કહુ તુજને નીરધાર મેહેલ સુદરને આપીએ નીકળો ઘરથી બહાર. ૧ એ સાટે બીજો આપશુ મેહેલ તુજને કોય, સુણુતા ચીતા ઉપજી, ઉભો ત્યા બહુ રોય. ૨ થરથર તે કંપે ઘણો. વણઝારો, ત્યાં જાણ, શુધ ન રહી શરીરની, જાણે હમણાં જાશે પ્રાણ. ચોપાઇ—વણઝારો કહે તેણીવાર, અમે જાશું નગરથી બહાર રાઠ ઉડી કે ચીડજ ખાય રાજાજી ત્યાં કેમ રહેવાય ત્યાં રાજા રીસે તો થાય ચીત"આવે તો હમણાં જાય; શાને લવરી કરે તું આજ, નીસરયા વીના તો નવ સરે કાજ. માલ ધન આભુશણુ હોય, વેહેલા લઇને નીસરો સોય, હઠીયો રોતો રોતો જાય, પાસે આવ્યો તે સુંદર ત્યાય પુરવછાયા—સુદર બોલ્યો મુખ થકી, સુણુ હઠીઆ મુજ વાત;

કેટલુ ધન ભેકુ હશે, મુને સાચી કહેને વાત ૧ પાંચ હજારને પાચસે ઉપર તે પચાસ; ખાંતે મેહેલ કીધો મહી, રેહેવાની ઘણી આશ. હોશ હતી હઇડા વીશે, ભોગવવા ઘરબાર, કોપ કરી તમે કારમો, ખુચી લ્યો આ વાર. આ-શા સઉના મન વીશે, હોય સદા ભરપુર સત્યવાદી તોડે નહી, સમજણુ હોય જો ઉર ચોપાઇ—તારે સુંદર બોલ્યો વચન, સર્વે છુટી પડયુ તુજ ધન; રાજા કાંઈ ન આપે દામ, હવે હઠ તણું નહી કામ ૧ હુ તો રાજા પાસે જાઉં, કાઇ અપાવી ઓશીંગણુ થાઉ, ત્યારે હડીયો બોલ્યો વાણુ, સાભળ સુંદર ચતુર સુજાણુ. જે તમારા મનમા આવે સહી, એમ હડીએ વાણી કહી; તારે રૂપીઆ સાત હજાર સુંદરે આપ્યા તેણીવાર, માલ ખજાનો લઇ નીસરયા બહાર બીજે મદીર ગયો નીરધાર, બીજા રૂપીઆ હતા જેહ- શા-હુકારને આપીઆ તેહ તેનુ સદાવૃત માડયુ સાર, બાકી રૂપઇયા છાશી હજાર, તેવુ તો ત્યા પુન્યજ થાય. સુંદર કહે તેટલુ કરે રાય-

પુરવછાયા—રાજા પ્રત્યે બોલીયો. સુંદર સુખ વચન, વહેલ એક આપો સહી, ને તેડી લાવુ કામન. ફુલવાડીમાં બેઠા સહી, દાશીને બીજી નાર, વેહેલ આપી રૂડી તીહાં, આવ્યો તેણે ઠાર રતુકાર જોઈ કરી, કુળવતી કહે વાણુ. સુરમો પ્રાક્રમી છે ખરો, દીસે ચતુર સુજાણુ કુળવંતી બેઠી વેહેલમા, આવ્યા નગર મોઝાર, તાહાં આવી ઉભાં રહ્યાં.

કુઠીયા કેરે દ્વાર ઊચાં મંદીર માળીઆં જળહળ જ્યોત પ્રકાશ તે જોઇને વીસમે થઈ જે કુળવતી નાર મનમાં તે સમજી સહી, નવ બોલે મુખ વાણુ, દાઝ ઘણી મનમા ભરી પોતે ચતુર સુજાણુ મેહેલ પાસે આવી સહુ ગયાં ઘર મોઝાર જોઇને આ વીસ્મય થયા ભરયા સરવ ભંડાર.

ચોપાઇ—આવ્યા આવ્યા તે ઘર મોઝાર રૂડાં દીસે છે આ ઘરબાર, હીંડોળા ખાટ બાંધી છે સહી જઈ કુળવતી બેઠી તહી નાના વીધનાં વસ્ત્ર દીસે સાર વાસણુ નરેહ તરેહના સાર, ઘૃત ખાંડ સાકર અનેક, જોતાં કાંઈ ન આવે છેક. ચોખા પરશુદી દાલ અપાર તે જોઇને રીઝી રતુકાર, જે જોઇએ તે સરવે છે ત્યાય કુત્રા ટુકા છે મેહેલની માંક જ્યા જુવે ત્યા દ્રષ્ટ ભરાય તે કુળવતી જોતી જાય, વછો પડયો છે મુજ ભરથાર એ પાપીને માર પેઆર પછી બોલી તે કામન દાસી તુ રાધે ભોજન, ભુખ લાગી છે મુને અપાર એમ કેહેતી કુલવતી નાર ૨ સોઈ કીધી જુગતે કામન નાના તે રાધ્યા છે અન, બત્રિશા ભોજન ઉત્તમ પાક ઘણી જાતનાં કીધા છે શાક, બહુ જાતના કીધા છે આચાર બરણી ભરી ઘર મોઝાર, આદુ લીંબુ દીસે છે ઘણાં અથાણામા નહી કાંઈ મણા કેરી રાયતી કરમદાકેર પાપડના ગોળા ભરીઆ પેર, દુઝે શીને વળી ગાય તેનુ દુધ ઘણેરૂ થાય. છપનભોગ થયા તઇયાર બેઠી જમવા કુલવતી નાર; ઉને પાણીએ નાહી

કામન, બેઠી કરવાને ભોજન જમી ઉઠયાં કુળવંતી નાર, વળી જમી તે રતુકાર, મુખવાસ રૂડો છે સાર, તે તો ચાવે મુખ મોઝાર પુરવછાયા—રતુકાર વળતી વદે, તું સાંભળરે કામન, મુગ્ખો ભુખ્યો છે સહી, હવે કરાવીએ ભોજન કુળવતી વળતી એમ વદે, દેખી વાપે કાળ, નામ ન લઇશ તું મુજ કને, મોહુ એનુ બાળ લે તાસળી તે ત્યા થકી, એઠુ જુઠું અન્ન, નાખી મુઠી મીઠા તણી, દે કરવા ભોજન બે ચાર પાપડ તે સહી, સહુ ભેળુ કીધુ જાણુ, મુઠી એ મીઠા તણી, નાખી તે પરમાણુ ચોપાઇ—તાસળી લીધી તે કર મોજાર આગળ મેલી તે રતુકાર, જમો મુરખા તમે વીર, જમી શીતળ પીધા નીર, સુદરે કવલ ભર્યો જેટલે, બાહાર નીસરી પડી તેટલે, ઉપર પાણી પીધુ સાર, પછી કવલ ભરાયા બે ચ ર, પ્રભુ ભલો તું દીનદયાળ, તુતો જગતતણો પ્રતીપાળ, જમી ઉઠયો તે પરમાણુ, તેડુ આવ્યું ત્યા રાજાન સુદર આવ્યો તે સભા મોઝાર, આવી રાજાને કરયા જુહાર, રાજાએ ઘણું દીધુ માન, પાસે જઈ બેઠા પ્રધાન વા'લા લાગે રાજાને અપાર, સુદર વીના ન ચાલે લગાર, મધ્યાન થયાને માગી શીખ, મનમા કુળવતીની ઘણી બીક સુદર ત્યા થકી ઘેર જાય, તે રાતે પછી શું થાય, રસ્તે જાતા કરે છે વીચાર, ભલી હાસી છે રતુકાર પુરવછાયા—બીક ધરતો આવીયો, વેગે ઘર મોઝાર બલીહારી જાઉ તુજ ઉપરે, એમ વદે રતુકાર;

સુંદર મોલમા આવીઆ પરસાળે ઉભો જાણ, રતુકાર કહે શાણીને બોલે મધુરી વાણ મુરખો બેઠા આગણે ભોજ-નની શી પેર, કુળવતી બોલી સહી જેના મનમાં ઝેર. વહાલા વછો પડાવીઓ ચડે છે મનમા રીસ, શુ કરૂ તે ચાલે નહી નીકર છેદુ શીશ

ચોપાઈ—એમ મુખથી બોલે કામન ઝેર આણીને બહુ મન, એની વાત મા કર વારવાર એ મુવાને માર પેજાર એઠુ જુઠુ જે હોય અન આણી આગળ મુકજો ભોજન જમોજમોરે માગ ભ્રાત શુ કહુ તમને ઝાઝી વા-ત જેવો સમો તેવુ સાવધાન આઓ મીચીને જમીએ અન, સુદર કહે સુણ રતુકાર ભુખ નથી લાગીરે લગાર. પુરવછાયા—ભુખ નથી મુજને કાંઈ સાભળ કહુ છુ સોય ઉઘ ઘણી આવે મુને કાઈક પાથરણુ આપો અમોય પછી રતુકાર ગઇ ઘર વીષે જ્યા કુળવતી નાર, પાથરણુ માગે મુરખો એમ કહેછે રતુકાર ફાટલ આપી ગોદડી માહે ભ-ડકલા બાર ખખેરીને પાથરી માહે ધુળ ગરી શેર ચાર. પાહાણો મેલો ઓસીંગડે મુખથી કહે કામન સુદર જોઈ એમ બોલીઓ ભલો તુ જગજીવન ચોપાઈ—પાથરી ગો-દડી ભડકલાં છે બાર તારે બોલી તે રતુકાર તમે કેમ થો મુરખાને છેહ કાઇક વીચાર કરોને તેહ એવુ સુણીને કાઢી પેજાર હાસીને મારી બે ચાર છાની માની તે સાખી રહી ઓદડી લઇને ત્યાથી ગઈ તે લઇ આવી સુદર પાસ મુખે

નાંખતી બહુ નીસવાસ બાઈ મારૂ ન ચાલે જોર મુને મા"
રી જેમ મારે ઢોર ગોદડી પાથરી તેણી વાર માહિં ધુળ
ભરી શેર ચાર ફાટલ ભડકલા છે બાર ઝટકી પાથરી તે
ણીવાર પુરવછાયા-સુદર જોઇ વીસ્મય થયો ભલો તું દી
નદયાલ આ ગોદડી કઈ વરસની કયા રાખી જગપાલ-
એમ કહી સુતો ખરો સુદર તેણીવાર નિદ્રા તો આવે
નહી માહો ચાચણુ કરે ચટકાર આખી રાત એમ વહી
ગઈ થયો પ્રાત કાળ મુખમજન કીધુ સહી સમરયા
શ્રી દીનદયાળ ચોપાઇ-સમરયા સમરયા દીન દયાળ ગયો
સભા માહે તતકાળ, દીઠો સુદર તેણી વાર રાજાએ ઉઠી
કીધો જુહાર સુદર આવ્યો તે ઘર મોઝાર સામી ઉભી
છે રતુકાર પુરવછાયા-ભલીહાગી તુજ ઉપરે રસોઇ કરીને
જાય ભોજન છે મન ભાવતા જે તુજને ગમે તે ખાય
સુદર આવ્યો ઘર વીષે સમરૂ જગજીવન રતુકાર ઘરમાં
ગઈ જ્યા બેઠી કામન ચોપાઇ—ઘરમાં આવી તે રતુકાર
જ્યા બેઠી કુળવતી નાર બાઈ મુરખો આવ્યો તે ઘેર હ
વે ભોજનની શી પેર જમીને સુતી તે કામન ઘણો સાં-
ભરે તેજપાળનો તન નેણે આસુ વડે ચોધાર ભુડી કીધી
તે કામદર મે જાણ્યુ આવુ નવ હોય વીધાત્રી મારી વે-
રણ હોય હુ માત તાતને ત્યાં મેહેલી પરદેશમા આવી
એકલી ઘણો શોક મન આણે નાર એટલામા આવી રતુ
કાર બાઈ મુરખો આવ્યો છે ઘેર તેના ભોજનની શી પેર.

પુરછયા:–રીસ કરી બહુ કુળવતી એક ઠોઠ મારી રતુકાર જાને રહ્યા અહીં થકી જે પડયુ તે દે અહાર ખીચડી પાપડ અન જે મીઠુ નાંખ તે માંય તાંસળી આપ તું તેહને મુરખો લઇને ખાય પાસે આવી ઉભી રહી તાસળી મેહેલી પાસ સુંદર અન ચાખી જુએ, મુખે કરતો નીશ્વાસ મીઠુ બહુ નાંખ્યુ સહી ભાવે નહી લગાર કવળ ભરયા તે બે સહી બીજુ દીધું નાર તે દિવસ એમ વહી ગયો રાત તો પડી ત્યાહ સુવાકેર ટાણું થયું મુરખો બોલ્યો ત્યાય પાથરણા આપ તુ મુજને સાભળ તું રતુકાર ફાટેલ આપી ગોદડી માહી ધુળ ખરી શેર ચાર ઝાટકી જ્યારે પાથરી માહી ભડકલા બાર સુંદર કહે શ્રીનાથજી નો ધારા આધાર લઇ રતુકારે પાથરી પાશાણ ઓશીકે હોય સુંદર ત્યા પોઢયો સહી ટગમગ સામુ જોય ભલા ભતી ભગવાનજી ભકત તણા પ્રતીપાળ તમ વીના તો કુણ કરે વેગે મુજ સભાળ સુંદર સુતો સાથરે ઉંઘ ન આવે લગાર ઉઠીને બેઠો થયો ચાચડ કરે ચટકાર ચોપાઇ–ચાંચડ કરે ત્યાં ચટકાર તેને ઉંઘ ન આવે લગાર આખી રાતએમ વહીને જાય પ્રાત કાળની વેળારે થાય મુખ મજન કરયું તેણીવાર પછી ચાલ્યો તે રાજદુવાર સુંદર આવ્યો સભા મોજાર આવી રાજાને કીધો જુહાર આજ થયો રાજાનો દીવાન થાટે પ્રિતેથી આપો માન સુંદર એવુ સુણતા તતકાળ પગથી મસ્તક ઉઠી ઝાળ ઘડી ઘડી શું દેખે તેહ

નામ આલી વખાણુ કરીને તું ભામ. ૩ મારા પગ તણી પૈંજાર, શું જાણુ જે કોણ કામદાર ઘણા કરીશ જો તું વખાણુ, તો પાપીનો લઈશ પ્રાણુ ૪ આજ કામદારી એને હોય, મીઠું ઝાઝુ નાખજે સોય તાસળી વચમાં પડી છે જેહ લઈ અન્ન નાખી આપી તેહ ૫ માહી ખીચડી પાપડ પ્રમાણુ લઈ તાસળી આવી નીરવાણુ તે તો મેહેલી સુદરની પાસ ઘણો નાખે દાસી નીશ્વાસ

પુરવછાયા—નીશ્વાસ મુકે કામની મારૂ ન ચાલે જોર સુદર મુખથી બોલીયો ફોગટ શો કરવો સોર ૧ એમ કહી બેઠા સહી કવલ ભર્યા બે ચાર નીસાસો મેલી કહે તું ભલો વીશ્વાધાર ૧ ફાટક્ષ ઓછાવી ગોદડી જેમા ભડકલાં બાર ઝખટારો કીધો સહી ત્યા ધુળ ખરી શેર ચાર. ૪ ચોપાઇ પાશાણુ ઓશીકે મુકયા સાર માહી ચાચડ કરે ચટકાર સુંદર સમરે શ્રી ગોપાળ ધન્ય ધન્ય જગત પ્રતીપાળ ૧ પ્રભુ દામોદર બાલમુકદ નરક નીવારણુ આનદકદ પ્રભુ કરોને મારી સહાય જેથી સહુ દુખ દુર પળાય. ૨ મારા કોટી અપરાધ જે હોય તમે મનમા ન ધરશો સોય એમ કહી પ્રભુને લાગે પાય સ્તુતી કરતા રહેણી વીતી જાય ૩ તમે ભકતવત્સલ હરી કહાવો માટે દાસ કરે છે દાવો મારી અરજ સુણો ભગવાન તમે રાખો સેવકનું નામ ૪ પુરવછાયા— રેણી ત્યા વીતી ગઈ થયો પ્રાત કાળ સુદર તવ ઉઠયો સહી સમરી દીન દયાળ. ૧ ખમા-

ખમા સઉ ઓચરે બંદીજન જશ ગાય કરે સલામ સઉ સ્નેહથી થયા ત્યાં તૈયાર ૨ ચાકર સઉ ભેળા થયા ચાલ્યા ત્યાં કામદાર ઘોડા ઉપર બેસતા નકી કરે પોકાર. ૪ ચોપાઇ—સુંદર ઘોડે થયો અસવાર આવી ઉતરયા રાજદુવાર રાજાએ ઘણા દીધા માન આવો આવોને દેશી દીવાન. ૧ સુંદર વિના ઘડી ન રહેવાય સુંદર કરે તે ત્યાં થાય રાજાની રાણી કરે વિચાર કેવી હશે સુંદરની નાર. ૨ તેડી વાલંદ કેરી કામન જા તું સુંદર કેરે ભોવન નખ ઉતારવા મશે કરી ઉતારી જોઈ આવજે ફરી. ૩ પુરવછા. ય—વાલંદ કેરી નરી રહી આવી સુંદર ધાર જોતા હરખી મન વીષે મુખે કરયો ઉચાર. ૧ રતુકારને જોઇ કરી દીઠું રૂપ અપાર નીજ મનમા વીચારીયું આ હશે સુંદરની નાર ૨ આવો નખ ઉતારીએ એમ કહેતી કામન પચાસ રાણીએ મોકલી હું આવી તમ ભોવન. ૩ ચોપાઈ—એમ કહે વાલંદ કેરી નાર. ત્યારે ત્યાં બોલી રતુકાર હું તો દાસી માણસ પ્રમાણ મારી રાણી છે મોહોલમા જાણ. ૧ એમ કહી ચાલી રતુકાર આવી કુળવતી પાસે નાર બાઈ વાલંદ કેરી કામન મોકલી રાણીએ આપણે ભોવન ૨ કુળવતી કહે લાવ આ ઠામ પછી લાવી તીહા રતુકાર તેનું રૂપ છે અપરપાર તે જોઈ વિસ્મે હોય એનું તેજ ખમે નહી કોય. ૩ મુખ ચંદ્ર જેવું જાણ કવી કહે કેમ કરે વખાણ બેઠી દીઠી તે કામની નોય ભુતલ એવી ભામની. ૪ ચંદ્ર વદન

મેણાં છે વાંક, સીંહાકારે કટીનો આંક, હંસા ગત ગજ કામની, જાણે શરદ શોભે જામની વેલ, જાણે વાડીમા શોભે કેળ, જેવી દીસે ચંપા કેરી કળી, જાણે આકાશમાની વીજળી. ૬ જેવી ઇંદ્ર કેરી અપછરાય, માનુની મહભરી મછરાય, દીઠે લાગે તે મોહનું બાણ, કવી તેનુ શું કરે વખાણ. ૭

પુરવછાયા—વખાણ તેનુ શું કરૂં, મોહ પામી ઘણુ નાર. બાહ ઝાલી ઉભી કરી, પછી બોલી રતુકાર ૧ શુદ્ધ શરીરની નવ રહી, ત્યાથી ચાલી કામન રાણી પાસે આવી સહી, રાય તણે ભુવન ૨ આવી ત્યાં ઉભી રહી, દીધા સમાચાર, પચાસ રાણી તમે રહો, તેમા એકે ન એવી નાર. ૩ એક દાશી એહની તેવી તમમા નહી કોય. નખમા તણાયા સહુ મે મન વીચાર્યું સોય ૪ જો તમે માનો નહી જુઓ એની પેર. સુધ બુધ મારી જોતા ગઇ, તમે જુવો જઇ ઘેર. ૫ એમ કહીને સચરી, પોતાને થાનક જાય. રાણી સહુ વિસ્મય થઇ, આતે શુ કહેવાય. ૬ મુરછા પામી કામની, વાલદ કેરી નાર, એવુ રૂપ છે એહનુ જોવી તે નીરધાર. ૭ ચોપાઇ—રાણી સઘળીએ કર્યો વિચાર, હવે નિશ્ચે જોવી નાર આપણે ત્યા કેમ જવાય રાને સમજાવી જોઇયે રાય એ વાત રહી એટલે, સુંદર વીચાર કરે તેટલે મધ્યાનકાળ થયો ત્યા જાણુ, તરે સુખથી બેઠયો વાણુ ૨ જુહાર હમારો માની લીજીએ, આ આજ્ઞા તે અમોને દીજીએ.

એમ કહીને ઉઠયો તે વાર, નગારે દેવરાવ્યુ કામદાર. ૩ સેના ચડી ઉભી થાય, ખમા ખમા તે કરતા જાય સુંદર ઘોડે થયો અસ્વાર, પાખરીઆ ચાલ્યા દશ હજાર. ૪ ધજા નેજાને આગળ નિશાન, તતક્ષણ આવ્યા પેતાને સ્થાન આવી ઉતર્યો ત્યા કામદાર, સરવે ચાકર કરે છે જુહાર. ૫ પુરવછાયા—જુહાર સરવે કીધો સહી, પાછા વાળ્યા તે વાર ઉપર લુણ ઉતારતી, દાસી તે રતુકાર ભત્રૂ પધાર્યો વીરજી, હુ જાઉં બલીહાર, મધુર વચન એમ બોલતી આવ્યો ઘર મોઝાર. ચોપાઈ—સુંદર આવ્યો ઘર મોઝાર, રાણી પાસે ગઈ રતુકાર બાઈ આવ્યો રે દેશ દીવાન એને આપીએ આપણુ માન ! ભોજન આપો એને ભરપુર ભો-જનરે થયુ ઘણુ અસુર તારે બોલી કુળવતી નાર એ મુ-વાને મારુ પેજાર ૨ મુજ. આગળ ન લે એનુ નામ, ન-હીતો મારૂ તુજને આ ઠામ. તારે મન એ તો કામદાર, મારા પગ તણી પેજાર પુરવછાયા—પેજાર મારા પગ તણી, અમે ન એનુ વચન. તાંસળી હેઠને આપ તું, એઠું જુઠુ અન્ન ૧ સુણતાં કચવાઈ ઘણુ, દાસી મન અ-પાર, અરે પ્રભુ સામુ જુઓ, દુખીઓ છે કામદાર. ૨ રતુકાર કહે શું કરૂં, મારૂ ન ચાલે જોર. બોલ્યાનો કાંઈ લાગ નહી, હવે શું કરશો સોર. ૩ ચોપાઇ—પાછી વળી લીધી કામન, માહે ખીચડ પાપડ અન્ન. સુંદર બેસે નહીં નગાર. હેઠે કવલ ભરયા બે ચાર ૧ સુંદર ધીરજ રાખે મન,

સારૂ કરશે જુગજીવન એવી મનમા વીચારે વાત, પછી પડી ત્યાં વેગે રાત ૨ સજ્જા કીધી છે સુદર કાજ, કુળવતીને ઘણી છે દાઝ, ફાટેલ ગોદડી દીધી સાર, માહે દીસે ભાડકલા બાર ૩

પુરવછાયા— ખ ખેરી તે પાથરી, ધુળ ઉડી શેર ચાર; સુંદર ત્યા જોઇ રહ્યો, માહી ભડકલા બાર ૧ તે પર કીધો સાથરો, પાષાણ ઓશીકે હોય, ખીછાનુ કરીયું સહી, સુદર ઉભો જોય ૨ ભલો ભલો ભગવાનજી, લજ્જા રાખશે શામ, ભક્તવત્સલ છો ભુદરા, દુખ તણા વીસરામ ૩ સુદર સુતો ઘર વીશે, રાજા મોહોલજ માહ, સુખ સજ્જામા પોઢીઆ, રાણી તલસે પાય ૪ ચોપાઈ- રાણી આવી સરવે પાસ, આવી ઉભી ત્યા પચાસ, ભેગી મળીને કરે છે વાત, તમે સાભળો મારા નાથ ૧ સુંદર નારી કહીએ જેહ, અમને દેખાડો તેહ, વાલકની સ્ત્રી કહીએ જાણ, તેને વાગ્યાં મોહના બાણ. ૨ મુરછા પામીને તે વળી, તેની શુધ શરીરની ટળી; એવી રૂપવતી જે નાર, અમને દેખાડો ભરથાર. ૩ એમ કહી પગ તાણ્યો નાર, તમને સુવા ન દઇએ લગાર, ત્યારે વળતા બોલ્યા ત્યા રાય, અમે જોઇશું એ કન્યાય ૪ હમણા નીદ્રા આવે અપાર, માટે સુઇ રહેવાને દો નાર, તોએ કામની ન મુકે કેડ, વારેઘડીએ કરે બહુ છેડ ૫ પુરવછાયા— દુઃખ દીએ છે કામની, ત્યારે રાજા બોલ્યો વાણ; પેટ ભરયું છે તાહરૂં, જાયછે માહરા પ્રાણ ૧

નારી તો મુકે નહી, રાજાને ચડી રીસ, તમને કહાડી મુકુ ખરો, નહિતર છેદુ રીશ ૨ નારી મુખથી એમ કહે, અમને નહિ કાંઇ લાજ, વેચીશુ જઈ લાકડા, લાજશો, તમો મહારાજ. ૩ ત્યારે રાજા એમ કહે મેહેલો બાણે દન, એકવાર જાઉ ખરો, પછી દેખાડુ કામન ૪ ચોપાઇ- એમ રાએ કહ્યા બોલ, નારી કહે તમો આપો કોલ, પછી રાજાએ કોલજ દીધ, તારે થયો પ્રાત કાળ સીધ. ૧ તવ રાજા કરે છે વીચાર, જાવે કેમ કરૂ હુ સાર, જમ ફુભાય નહી કામદાર, દીવસ રહીઓ ઘડી બે ચાર ૨ પુરવછાયા —રાજા કહે ભલે આવીયા, એક પુરો મનની હામ, ચોપાટ રમીએ બેઉ સહી, આપુ તમ શું કામ ૧ નરો પ્રધાન થાયે ખરો, તે રમે અમારી સા આનદમા દીવસ નીસરે, એ માનો મુજ વાત ૨ ચોપાઈ—સુદર આવો સોગટે રમીએ, જે હારે તેને ઘેર જમીએ, તેની નારી તે પીરસે અન્ન, લજ્જા ન ધરે તેની કામન ૧ આપણે કરવી એટલી હોડ, ત્યારે પહોચે મનના કોડ, ત્યારે સુદર બોલ્યો વચન, હુ છું તમારોરે તન ૨ તેની કેમ પીરસે કામન, લજ્જા કેમ મુકે રાજન, પુત્ર જમે માતાને હાથ, તે તો જાણે છે સરવે વાત. ૩ ઘટતું હોય તેમ રમાય, સાચુ વચન કહું છુ રાય, ત્યારે રાજા બોલ્યો વાણ, સાભળ સુંદર ચતુર સુજાણ. ૪ એવું ભાગ્યમાં હોય ત્યારે થાય, વહુ રાધે ને સસરો ખાય, તે માટે આપણુ રમીએ, જે હારે તેને ઘેર

જમીએ, સુંદર ઝાંખું મુખ તહારૂ થાય, પાસા લીધા હાથમા રાય; એવુ જ્યારે કીધુ રાજાય, તતક્ષણ નાખ્યા પાસાય. ૬

પુરવછાયા—સુંદર મુખ ઝાખુ થયુ, ત્યા જીત્યો રાજન; ઘરમાં પેઠાને ઠામ નહી, શું કીધું જગજીવન ૧ હવે તો શું હું કરૂ, કેમ કરૂ હું કાજ; મે જાણ્યું મુખ પામશુ, મરણ આવ્યું મહારાજ ૨ એમ કહીને તે નીસરયા, કલ્પાત કરતો મન; ઝાખું મુખ દેખી કરી, તવ બોલ્યા રાજન ૩
ચોપાઇ—રાજા મુખથી બોલ્યો વચન, સુંદર સાંભળરે મારા તન; કાં ઝાંખું થયુ રે વદન, કાંઇ ચિંતા મા કરશો મન. ૧ હવે ઘેર તું વહેલો જાય, ભોજનને તો અસુરજ થાય; ત્યારે સુંદર બોલ્યો વચન, કાલ જમવા આવો રાજન ૨ એમ કહીને ઉભો ત્યા થાય, સુંદર પોતાને ઘેર જાય, અશ્વ ઉપર થયો અસ્વાર, દુંદભી વાગી તેણીવાર

પુરવછાયા—સુંદર ત્યાંથી ચાલીઓ, નીશાણુ વાજીઓ ઘાય, ઢોલદદામા ગડગડે, ખમાખમા કરતાય ૧ સુંદર આવ્યો ઘર આગણે, સરવેને કરયો જુહાર, બલીહારી જાઉં તુજ ઉપરે, એમ કહેતી રતુકાર ૨ ચિંતાતુર દીસો ખરા, વળી તમે કહી વાત, જેવુ હોય તેવુ કહો, સુંદર મારા ભ્રાત. ૩ વચન એવું સાંભળી, મુખ મુક્યો નીશ્વાસ, મરણ આવ્યું ઢુંકડું, ભાગી મનની આશ ૪ મેં જાણ્યુ હવે જીવશુ, દુ:ખનો ન આવ્યો અંત, રાજાજી હઠે ચઢયો

જાણી જેને મન ખત. ૫ ચોપટ રમીયા રાયજી, બોલ્યા રૂડીપેર, રમતા રમતા હારે સહી, જમીએ તેને ઘેર, ૬ એવું વચન રાયે કહ્યું, તેનો થયો વીયર, તેમાટે તમો જાણજો, મોત આવ્યું રતુકાર ૭ ઉગરવાનો ઉપાય નહીં, કહ્યુ ન માને નાર, સમજાવી સમજે નહીં, રતનસેનની કુમાર. ૮ રતુકાર હુ શુ કહુ, મુખથી કહ્યુ ન જાય, છોકરીઓ મુને રાયજી, તે ચિંતા નવ સમાય. ૯ તહારી મોટી આશ છે, તું વિના ન રાખે કોય, તે કરતા લખીયું હશે તેનો ધોખો નહોય ૧૦ મેહેરબાની કરી કહ્યું, ન માને લગાર; હવું તહારે સહી, મરણ આવ્યું હવે નાર. ૧૧ ચોપાઈ—સુંદર બોલ્યો તેણી વાર, તું તો સાભળરે રતુકાર; હવે મરણ આવ્યુ નીરધાર, હામ રહી તે હઈયા મોઝાર. ૧ તહારી રાણી ન પીરસે અન્ન, જમવા તે નાવે રાજન, તે માટે મરવુ આણે દન, હામ હઇયામા રહી કામન ૨ આબરૂ તો મહારી જાએ સાર, સાચુ માને તું રતુકાર, હવે મારૂ પેટ કટાર, હામ રહી હઇયામા સાર. ૩ તારા ગુણનો ન આવે પાર, સાચી વાત કહું છુ નાર; મારા ચામની શીવડાવુ પેજાર, હામ રહી હઇઆમા સાર. ૪ પાણી પહેલાં બાધું પાળ, મુવા ઉપર બીજી નહી ગાળ, તે માટે મરૂ આ વાર, વળતી ત્યા બોલી રતુકાર ૫ છેડે કરી આંસુ લુવે ત્યાહી, હામ રહી હઇયામા અહીં; વળતી બોલી રતુકાર, જઇ સંભળાવું કુળવતી નાર. ૬ તું તો દુખ

ધર મા લગાર, ધીરજ મનમા રાખીએ સાર ૭ તું તો દુખ. પામે છે અપાર, સુખી કરશે જગદાધાર, એમ કહે છે રતુકાર, ધીરજ મનમા રાખો કામદાર. ૮ એમ કહીને ઉઠી કામન, ઘર મધે ગઇ જામન; તારે હરખ્યો તે સુંદર મન વજ્યા રાખો જો જગજીવન, ૯ પુરવછાયા—ધીરજ મનમા રાખો સહી, એમ કહે છે રતુકાર, કઈ એક પરપચે કરી, સમજાવુ એ નાર ૧ એમ કહીને સચરી, ગઇ કુલવતીની પાસ, કરજોડી કરે વીનતી, હુ છુ તમારી દાસ. ૨ ચોપાઈ—બઈ કહુ છુ એકજ વાત, તમે રીસ મા કરશો માત, મુરખો મરે છે આણીવાર પછી આપણે થશુ ખુવાર, રાજા જમવા આવે આપણે ઘેર, માટે રસાઈની શી પેર, જો તમે કરશો નકાર, તો મરે રાજાનો કામદાર, ૨ તારે કુલવતી બોલી વાણ, મુરખો મરે તો થાય કલ્યાણ, એનુ મુખ દેખે થાય પાપ, એ મરે તો મટે સતાપ ૩ વણુ ઓસડે રોગજ જાય, તીખુ કડવુ તે કોણુજ ખાય; એવુ કરે જો ત્રીકમરાય, તો તો આપણે સુખડુ થાય ૪ પુરવછાયા—સુખ થાએ તે આપણે એમ કહેતી નાર, વચન એવા સાભળી તવ બોલી રતુરાર ૧ અરે બાઇ એ શુ કહો, વીચારો કઈ મન, મુરખો મરે દુખ ઉપજે, લુટી લીએ રાજન. ૨

ચોપાઇ—નીશ્ચે લુટી લે સઘ ધન, તારે ઓરતો કરશો મન; તવ આપણુ નહીં કઈ જોર, ભુંડા હાલ કરશે જેમ ઢોર.

૧ તારે સમજી કુળવતી નારિ, તું સાભળરે રતુકાર પેટ ભરીને કેહે તું નાર ત્યારે ચીર મંગાવે ચાર ૨ ચાર ચુડલા મગાવે જાણુ, તેમા જુજવા રંગ સમાણુ, કોરો ને કડકડતો જેહ, કચકડાને સુવર્ણનો તેહ ૨ એવા ચુડલા મગાવે ચાર, આભુષણ જુજવા તે સાર જુજવી ભાતના વળી લાવો ચાર, ઘણા ઝીણા અમુલખ હાર. ૪ નાગી કુંજરનો એક સાર, બીજો સોનેરી નીરધાર ત્રીજો વળી બગાળી ઘાટ, ચોથો ખો ભુલાવે તે માટ ૫ એવા જુજવા ચારે રંગ, મુકો લાવી આણે જગ એવાં વચન કહ્યા કામન, દાશીને ઉછરંગ બહુ મન ૬ જ્યા બેઠો છે કામદાર, મુખથી બોલે સ્તુકાર, તુજ ઉપર જાવુ બલીહાર; તમે ચીર મગાવો ચાર. ૭ ચાર ચુડલા મગાવો જાણ, જુજવા રંગના પરમાણ બે લાવો અકોટીની જોડ, એક નથને બીજો મોર ૮ બીજાં આભુષણ છે અતી ઘણા, તે તણી નહી કાંઇ મણા એવો બોલ રતુકારે કહ્યા, સુંદર મનમાં ઘણો રાજી થયો ૯

પુરવછાયા—વચન એવા સાભળીં, હરખ પામીયો અપાર બારે ઉભો રહી કરી, તેડયા હકીતજ ચાર ૧ શીવચંદને વળી, મુળચંદ કેહેવાય. ઝવેરચંદને તેડજો, એમ કહે સુંદરરાય. ૨ તત્તક્ષણ ત્યાથી ચાલીયા, આવ્યા તેણે ઠાર ચલો બે ચલો બે એમ કહે, બોલાવે કામદાર.

ચોપાઈ—ચલો બે ચલો બે તુમ સહુકાર, તમકુ બોલાવે કામદાર. હમ કહે તે જલદી કરો, નહીતો માર ખા-

ઈને મરો ૧ તુમ ઠઠ્ઠા કરો કામદાર, રહો નહીં તે ખાએગા માર, હમ તો ચાકર માણુસ ભાઈ, હમને રોટી ઉનકી ખાઇ પુરદછાયા—શીવચંદ સુબચંદ એમ કહે, આ ટાણે શુ કામ, રાત પોહોર ગઈ ખરી, કેમ તેડે દીવાન ૧ ચારે જણ ભેળા થયા, થરથર ધ્રુજે દેહ, પોતીયા પડે છે નીસરી, પડે છે પાઘડી તેહ. ૨ નવો કામદાર થયો સહી, આપણને દંડે જાણુ; આ ટાણે તેડુ મોકલ્યું, કાંઇક ચુકછે નીરવાણુ ૩ હવે આપણે શુ ઘટે, બેસી કર્યા પરીઆણ; જે ગમે તે આપશુ, એમ મુખેથી બોલ્યા વાણુ ૪ ચોપાઇ —ચારે ભેળા મળીને જાય, આવ્યા જ્યા છે સુદરરાય; ત્યા આવીને કર્યો પ્રણામ, તારે સુદરે દીધાં માન ૧ લાવ ગાદલુ તું રતુકાર, પાથરી બેસારો શાહુકાર, દાસી ગઈ તે ઘર મોઝાર, ગોથાં ખાતી ખાતીરે નાર ૨ મનમા વીચાર કરતી જાય, રખે કુળવતી સાભળે કાય; તોતો કામ ખશીને જાય, માડ માડ રહી છે હાય. ૪ વળી સુદર બોલ્યો જેહ, લાવ પાથરવાને તેહ. ત્યારે બોલ્યા ત્યાહ શાહુકાર, હવે શું કહો છો કામદાર ૫ ત્યારે સુદર બોલ્યો જેહ, એક કામ કરોને તેહ, ચાર ચાર ચુડલા લાવો નીરધાર, આણી આપો રૂડા ચીર ચાર; રંગ જુજવા જુજવી ભાત, જોઇએ તે આણી આપો આજ ૬ અકોટી ઝાલ સુવર્ણની જાણુ, જડાવ નથી નેપુર પ્રમાણુ, આણી હમણા આપો સાર, એમ કહેવા લાગ્યો

કામદાર ૭ જો ગમશે તો અમે રાખશું, એનું મૂલ થશે તે આપશુ, ઉઠો કહુ તમને આણી ઘડી, તમે વાર મા લગાડશો વળી ૮ પુરવછાયા—શેઠ અતી રાજી થયા, ગઇ તે સઘળી ઘાત, મારગ ચાલ્યા મલપતા, કરે માંહોમાહી વાત. ૧ ધર્મ રાખ્યો પરમેશ્વરે, હતી મનમાં ફાળ, વિઘ્ન કશુ નડીયુ નહી, તે કીરપા દીનદયાળ ૨ ઘેર પોતાને આવીયા, કર્યો મનમા વિચાર, ચાલો ઝટ જઈ લાવીએ, ચઉટેથી નીરધાર ૩ એમ વિચારી નીકળ્યા, ધન રાખીને પાસ; કહ્યા પ્રમાણે વોહોરીયું જોતા પહોચે આશ ૪ વસ્તુ સર્વે લેઇ કરી, આવ્યા સુંદર પાસ, જોઈ અતી રાજી થયા, મુખે કહે શાબાશ ૫ ધન બેઠુ હોય જેટલુ, તે દીજે આવાર; લજ્યા નહી તે વાતમા, એમ કહે કામદાર ૬ બેઠુ તે મુખથી વદ્યા, શાણા જે શાહુકાર; તેજ પ્રમાણે આપીયું, ક્ષણ નવ કીધી વાર. ૭ જુહાર કરીને આવીયા, પોતાને આવાસ, મનમા બહુ રાજી થયા, પહોચી સર્વે આશ. ૮ વસ્તુ સર્વ લઈ કરી, આપી ત્યા રતુકાર, જઇ તું વેગે આપની, જ્યાં કુળવતી નાર ૯ ચોપાઇ– તે રજની તો વીતી જાય, પ્રાત કાળની વેળા થાય; રાત પાછલી ઘડીકા ચાર, ત્યારે ઉઠી કુલવતી નાર. ૧ રસોઈ કરે રૂડી તે તૈયાર, ચતુર નારીને શાની વાર, છપ્નભોગ કીધા છે કામન, તેતો રાજાને કરવા ભોજન ૨ તરે તરેહનાં કીધાં છે શાક, તેમાં

ચુક નહીરે જરાક, ભજીયા ગરમાગરમ છે અપાર, વળી રાયતા કીધા નીરધાર ૩ લીંબુ કેરી તણુંરે આચાર, સર્વે રાખ્યા ત્યાંહા તેયાર, પછી કહે કુલવતી નાર, તુંતો સાભળને રતુકાર ૪ હવે દીવસ ચઢયો ઘડી ચાર, રાજાને તેડાવો આણીવાર, સામગ્રી સર્વે છે તૈયાર, માટે સુરખાને કહે છે નીરધાર ૫ સુણી કુલવંતીના વચન, રતુકાર થઇ છે પ્રસન, આવી સુંદરને કહે છે વાત, તુ તો સાભળ મારા ભ્રાત ૬ સર્વે રસોઈ તૈયારજ થઇ, રાજાને બોલાવો અહી, આજ તુઠયા છે શ્રી ભગવાન, રાખ્યું તમારૂ આ સમે માન ૭ માટે પધારો તમે વીર, રાખોને રૂદીયામા ધીર, તેડીઆવજો ઝટ તમે માર વાર કરશો નહીરે લગાર ૮ એવુ સુણતામા ત્યા કામદાર, મન રાજી થયો છે અપાર, ભાગ ભાગ્ય તણો નહી પાર, આજ સમજી કુળવતી નાર ૯ પુરવછાયા—સુંદર ત્યાથી ચાલીયો, આવ્યો રાયને દ્વાર, પ્રીત કરી પધારીએ, ભોજન થયા તઈઆર ૧ માટે વેગે ઉઠીએ, હોસીલા મહારાજ, પુત્ર ઘેર પધારીએ, ભોજન કરવા કાજ ૨ ચોપાઇ—ચાલો આપણે દ્વાર, ભોજન થયુ ત્યાહા તઇઆર, સુંદરે એવા કહ્યા વચન, જમવાને ચાલ્યો રાજન ૧ રાજા ઘોડે થયો અસ્વાર, ચાલો ચાલો કરે તેણી વાર, આવ્યા તતક્ષણ ઘેર કામદાર, સામી ઉભી છે રતુકાર પુરવછાયા—દાસી દોડી ઘર વીશે બાઇ આવ્યો તે રાજન, સુરખો તેડી લાવીયો, કરાવે ભોજન. ૧ કુળવતી ત્યા એમ

વદે, પરસાળે તેડી લાવ, આસન આ ૧ તું બેસવા, દઇને આદરભાવ ૨ પછી રાજાજી આવીયા, ભીડાવ્યા ત્યાં દ્વાર; પરસાલે બેઠા સહી, પાસ બેઠા કામદાર ૩ રતુકાર વળતી એમ કહે, તમે ભલે પધારયા રાજન, રાજા વળનો જોઈ રહ્યો, ધન ધન તે કામન ૪ જેવી દાસી ચતુર છે, તેથી ઉત્તમ નાર, ધીક ધીક મારો મનજો, ધીક પડયો સંસાર. ૫ ચોપાઇ–ત્યા તો જમવા બેઠા રાજન, કુળવતીએ દીધું બહુ માન, પહેર્યો ચુડો સુવરણનો જેહ, ઓઢયુ ચીર અનોપમ તેહ ૧ પેહરયા ઝાઝર ઉત્તમ સાર, કડલા કાબી તણા ઠમકાર, કાને સુવરણ કેરી ઝાલ નાકે મોર અમુલખ માલ ૨ રૂડી રાખડી શોભે વળી ઓઢણીયું પાસે વાહળી; દરસન યુ ને ગોફણી સાર, ફરતો ઘુઘરા કેરો ઘમકાર ૩ શણગાર ગળામા શોભે સાર, જુમખડુ પટ બાંધ્યું તે વાર કંઠે મુક્તા કેરો છે હાર, હીરા રતન તણો ચમકાર ૪ હાથે કંકણ બાજુબંધ, મહા કામી જોઈ થાયે અંધ, સોલ શણગાર સજ્યા તે નાર, કર લીધો બાજઠ ભમરી બાર ૫ હેમ બાજઠ મુકયો છે પાસ, બીજો રૂપાનો તેની પાસ. હેમ બાજઠ હીરા જડયા, કીયા જડીયાએ રૂડા જડયા ૬ મુદડી ફરતી તેમા સોય, વળી ઝાઝર રૂડા હોયે, રૂપા કેરો બાજઠ ત્યાય, હેમ ઘુઘરી ટાકી તે માંહ્ય ૭ કીયા કારીગરે તે ઘડીયાં, હીરા રતન અમુલ્ય જડીયા, વળી ગાદલાં બે લીંધા સાર, તે તો બેસવાને નીરધાર. ૮ પાંચ પટીલી કહી બે

જેહ દેનાં ગાદલા લીધાં તેહ, તે ગાદલા આપે રતુકાર, જઈ પાથરયા તેની વાર ૯ પછી તતખર થઇ કામની; વેગે ચાલી ગજગામની, ઘરમાથી નીસરી બાહાર, તેમાં કાંઈ ન લાગી વાર ૧૦ રમઝમ કરતી તે નીસરી, જાણે ૭ દ્ર પુરીની પરી, બાજઠ મુકયા રાજાની પાસ, મનમા થઇ બહુ ઉલાસ ૧૧ બીજો બાજઠ રૂપાનો જેહ, સુંદર આગળ મુકયો તેહ; અવળે હાથ મુકયો કામન, મુખ જુવે નહી ભામન ૧૨ રાજા મનમા કરે વિચાર, લજાવતી દીસે છે નાર; મહા રૂપ તણો અવતાર, તેમા ખામી નહી લગાર ૧૩ પુરવછાયા- રાજા તે વીસ્મે થયો, ધન ધન એ કામન, ભાગ્ય મોટુ સુંદર તણુ, એ નારી રૂપ રતન ૧ પચાસ રાણી છે ખરી, મારા ઘરમા સોય, એવુ રૂપ દીઠુ નહી, ઉમર માહી કોઇ ૨ ચોપાઈ— પછી કુળવતી ઘરમા ગઈ, ઉતાર્યો આભુષણ ત્યા સહી, બીજા વસ્ત્ર પેહેરયા તેણીવાર, બહુ ધર્યા સરવે ત્યા શણગાર ૧ ચુડો પેહેર્યો કોરેલો જાણ, દક્ષણી ચીર ઓઢયુ નીરવાણુ, હાથમા ભોજન કેરો થાળ, ભરયો બન છે મછરાળ ૨ મેહેલ્યો થાળ બહુ વિધ કીધ અવળે હાથે સુંદરને દીધ નારી કળા કરે છે અપાર, તેનો કોઈ ન પામે પાર ૩ આતો બીજી દીસે છે કામન, એમ વિચારે મનમા રાજન, સુંદરને બે છે રૂડી નાર, એના તેજ તણો નહી પાર ૪ પુરવછાયા-રાજા ત્યા જોઇ રહ્યો, ભલો સુંદર કામદાર સરખે સરખુ રૂપ છે, એને બે છે નાર ૫ કનકવરણુ

કામની, સોહીએ સોલ શણુગાર હંસ ગતી મૃગલોચની, પદ્મની પ્રેમ અપાર. ૬ ભરજોબન વરસ સોલમા ગજગામની તે નાર ધીક ધીક અવતાર તે મહારો, એમ રાજા કરે વીચાર. ૭ ચોપાઇ— રાજા મનમાં કરે વિચાર, પછી ઘરમાં ગઈ તે નાર, તેણે શણુગાર ઉતાર્યો જાણુ, પછી પેહેર્યો ત્રીજો પરમાણુ ૧ કોરો ચુડલો પેહેર્યો તે સાર, ઓઢી ચુંદડી તે નીરધાર; પેહેર્યા આભુષણુ બીજા જાણુ; દીઠે મોહ ઉપજે નીરવાણુ. ૨ જાણે કન્યા પરણી સાસરે જાય, એવુ મન વિમાસે રાય લીધો ભાત ઘ્રતને દાળ; જેનો સ્વાદ ઘણોજ રસાળ ૩ ઠમકે ઠમકે મુકતી પાય, કામી નરનો તો જીવડો જાય, રાજાને વાગ્યુ કામબાણુ, તેની શુદ્ધ ટળી નીરવાણુ ૪ વપુ કંપે ને મુખ ન બોલાય, તેની ગતી જોતાં એવી થાય; જોઇ સુંદર ત્યાં કરે વિચાર, રાજા કામી થયો નીરધાર ૫ પુરવછાયા—શુધ શરીરની નવ રહી, રાય વિચારે મન, મેં જાણ્યું આ બે સહી, પણુ દીસે છે ત્રણુ. ૧ પચાસ પુરી પરણીયો, નહી કોઈ એવી નાર, ધીક ધીક મનખો માહરો, ધન્ય સુંદર અવતાર ૨ ચોપાઇ—એમ રાજા વીચારે મન. ઘરમા તે ગઈ કામની; ઉતારયા વેગેથી શણુગાર, નવા બીજા પેહેરયા તે નાર ૧ કચકડાનો ચુડો શોભે અપાર, બાંહે બાજુ બેરખા નીરધાર; બાંધણીની સાડી પેહેરી જાણુ, નાકે વાળી પહેરી પ્રમાણુ. ૨ જાણે ગુજરાતણુ નીસરી બાહાર. હાથમાં ધરયો દુધનો

થાળ, માંહી સાકર ભરી છે સાર, જાયફળ એલચી ખુશબો હાર ૩ પુરવછાયા—બાહાર નીસરી કામની, હાથમા દુધનો થાળ, તે રાજા ત્યા જોઇ રહ્યો, પડી પેટમા ફાળ ૧ સુધ બુધ સરવે વીસરી, ભાન નહી લગાર, જોજો ભાગ્ય સુંદર તણું જેને અસ્રી છે ચાર ૨ ધન ધન સુંદરનો મનખો, ધન ધન એ કામદાર, ધન ધન ગણી કુળવતી, જેની દાસી રતુકાર ૩ તુજ ઘર એવી કોઈ નહી, જોતા એવી નાર; હવે તે હુ શું કરૂ, રાજા કરે વીચાર ૪ સુંદરને મારૂં સહી, ચારે રહું કામન, જોતા સુંદર ચેતીયો, કામી થયો રાજન ૫ ચોપાઇ—સુંદર સમરે સારગપ્રાણ મધુસુદનજી રાખજો માન, પ્રભુજી પાસુ છે તમ તણું, સાચુ વચન હુ તો ભણુ ૧ તમે ઉગારયા ભગત અનેક, તેને કહેતા ન આવે છેક, લજ્જા રાખજો કમળાપતી, એમ સુંદર કરે વીનતી. ૨ સુંદર મનમાં એવી ભગની કરે, તવ રાજાનું મન પાછુ ફરે; કેમ મારૂ એ કામદાર, મુજને ચાહે નહી લગાર. ૩ પાપ દ્રષ્ટી મારી થઈ, વ્રદ્ધપણુમા બુદ્ધી કેમ ગઈ, સરપ કરડે ને જીવડો જાય, તારે સ્રી ભલી ક્યા થાય ૪ ક્ષણુભંગ તો એ છે દેહ, શરીર પડવાનું છે તેહ, પ્રભુજીએ આપી એવી બુદ્ધ, ત્યારે રાજાના મનમા થઇ શુધ ૫ એ તો માહારે પુત્રી સમાન, એમ રાજાને આવ્યુ જ્ઞાન, ખોટી દ્રષ્ટી મે તો કરી, એ તો મારી ભગની દીકરી. ૬ જમી ઉઠયા છે તેણીવાર, તેને વાર ન લાગી લગાર, હવે પાડ

ઓશીગણુ થાઉ, પસલી આપી ને અહીંથી જાઉ ૭ પાંચ હજાર રૂપૈઇઆ સાર, ચાર સ્ત્રી ને રતુકાર, પગે લાગીને રાજા જાય, તેને ઉલટ અંગ ન માય ૮ પુરવછાયા—રાજા તતક્ષણ ઉઠીયા, ઘોડે થયા અશ્વાર, સુંદર ભેગો ચાલીયો; તે આવ્યા રાજદુવાર ૧ તે દીવસ એમ વહી ગયો, થયો સંધ્યા કાળ, શીખ માગીને સંચરયા, સુંદર તે તતકાળ ૨ ફાટલી ગોદડી, માહી ધુળ ખ શેર ચાર, તે સુવાને પાથરી, માંહે ભડકલા બાર ૩ સુંદર તો સુતો ખરો, રાજા સુવા જાય, સજ્જામા પાઢયો ખરો, સ્ત્રી તળાસે પાય ૪ પચાસ રાણી ભેગી થઇ, બોલી મુખથી વચન; સુંદર નારી જોઇ આવીયા, તે દેખાડો રાજન. ૫ એમ કહી પગ તાણતી, દુખ દેતી તે નાર, અમે તે જાણુ સહી; સ્ત્રી છે જે કામણગાર ૬ ચોપાઈ—મુકો મુકો કહે રાજન, તમે દુખમા દીઓ કામન, તોએ નારી ન મુકે કેડ, ઘણી કરતી રાજાની છેડ ૧ તારે રાજાને ચડી ઘણી રીસ, કહાડી મેલુ કાં છેદુ શીશ, તારે નારી બોલી વચન, તજશો માં તમે સ્વામીન ૨ અમે કરશુ નીચા કામ, ત્યારે જાશે તમારૂં નામ; લાકડા ઘાસ વેચી પેટ ભરશું, તમારા મોહોલ હેઠે નીકળીશુ ૩ પ્રથમ બોલ્યાતા મુખથી બોલ, તમે આપ્યો તો અમને કોલ; માટે દેખાડો તે નીરધાર. રાજા કહે સ્ત્રી છે ચાર ૪ જેને દેખીને રીઝે મન, તેનું કેમ જોવાઓ વદન, તમે પચાસ રાણી કામન, દુરમુખણી છો ભામન.

પુરવછાયા—રૂર એતુ અદભુત છે, તમે નહી હાસી સ મતોલ, પરપચ કરી દેખાડીશુ, એમ રાજા બોલ્યા બોલ ૧ કોલ આપ્યો તે નારને, રાજી થઈ અપાર, આતુરતા મળવા તણી સમરે જુગદાધર ૨ ચોપાઈ—રાજા ઉઠયા તે પ્રાત કાળ, સુદર આવ્યો તે સભા મોઝાર, ત્યારે રા- જાએ દીધા માન, ભલે આવ્યા તમે પ્રધાન ૧ આજ રાતે મે દીઠો ખેલ, તે તો તમને કહુ છુ પેલ, એક નારી તે ભીને વાન, તે તો દીસે રૂપ નીધાન ૨ તેણે ધામણી ઓઢી શીશ, નણે કરે છે ઘણેરી રીસ, એક ત્રીશુળ કર મોઝાર, સીંદુર તીલક કરયુ નીરધાર ૩ પુરવછાયા—સીંદુર તીલક તો કરયુ, મે. સ્વપ્ને દીઠી નાર, ખપર હાથે તે ખરૂ, મુ ખ કરતી પોકાર. ૧ ખાઊ ખાઊ રાજા તુજને, ખાઊ તુજ પરધાન, નીરેહ મારા નવ કરો, સમજુ થઇ રાજન ૨ ઉજાણી કરો માહરી. ભદ્રકાળી છે નામ, માહાકાળેશ્વર શીવ સહી, તમે આવો આણે ઠામ ૩ તે માટે તમે સાં- ભળો, પ્યારા મુજ કામદાર, ઊટ ઢંઢેરો ફેરવો સહી. આવે સર્વે નરને નાર ૪ ચોપાઇ—બહુ આવે ત્યા નરને નાર; પડો વજડાવો આની વાર, ત્યારે સુદર બોલ્યો વાચ, એમાં સરવેનુ થાય કલ્યાણ. ૧ ઢંઢેરો ફેરવ્યો તે ઘડી, તેને વાર ન લાગી વળી, ગામ મધે જે નરને નાર, ઉજાણી જાવા થાઓ તઈયાર ૨ ભદ્રકાળી માતા છે જહાય, બાળ ગોપાળ આવજો ત્યાંય, એમ ફરી આવ્યો પાછો ઠામ, અવી ઢેઢે

કર્યો પ્રણામ ૩ એમ કરીને આવ્યા રાય, પછી પોતને ઘેર જાય, રાજા બોલ્યો તેણીવાર, તું તો સાભળ મુજ કામદાર. ૪ હવે વાત કહુ છુ અમો, કુટુબ તેડી લાવોને તમો, તમે કાંઈ મા લગાડશો વાર, જાઓ સામગરી કરો તઈયાર પુરવછાયા—ત્યારે સુદર વળતું બોલી, તમે સાભળો મારી વાત, હુ સાચુ તમને કહુ, ખોટુ ન બોલુ તાત. ૧ તમ સાથે અમે આવશું, આવી ન શકે કામન ચારે ને દુખે સહી, કોઈ નવ પીરસે અન્ન, ૧ એકને તાવ આવે સહી, બીજી વમન કરે અપાર, ત્રીજીનુ મથુ દુખતું, ચોથીને નથી કરાર ૩ ચોપાઈ—સુદરે એવા કહ્યા વચન, રાજાનુ નવ માન્યું મન, સુદર એમ નહી ચાલે લગાર, જેમ તેમ ભેળી તેડો નાર ૧ વેહેલમા બેગી ચારે આવે ત્યારે રાણી મન ઘણુ ભાવે, સુદર ફેરવણી કરે અપાર જોર ચાલે નહીરે લગાર ૨ રાજા કહે હવે વેહેલા થાઓ, તમે પોતાને મદીર જાઓ, સુદર ત્યાથી ઉઠયો તેણી વાર, પછી ઘોડે થયો અશ્વાર ૩ વાગીયા નગારા ઢોલ નીશાન, નકી પોકારે મુખથી વાણ, આજ સુદર સમો નહી કોય, એવી વાત નગરમા હોય ૪ પુરવછાયા—સુંદર આવ્યો ઘર વિશે સરવને કરી જુહાર, ચાકર સઉ પાછા વળ્યા, ત્યારે બોલી રતુકાર ૧ આવો આવો વીર માહરા, ભોજન કરીને જાઓ; પાણી ઉના છે સહી, ઝટપટ વેહેલા નાઓ ૨ સુદર મેહેલમા આવીયો, ત્યારે ભીડયા દ્વાર, રતુકાર ઘરમાં

ગઇ, ભોજનને શી વાર ૩ કુળવતી બોલી સહી, તુજને એવડુ શુ થાય, તાસળી પડી છે ચોકમા, તું ત્યા લઇને જાય ૩ ચોપાઇ– તાસળી લીધી છે કામન માહે ખીચડ પાપડ ને અન્ન, તે તાસળી લઈ ચાલી હાસ્ય, આવી ઉભી સુંદરની પાસ ૧ જમો જમો વીર માહરા, હુ તો વારણા લેઉ તમારા, સુંદર બોલે નહીં લગાર, ઝાખુ મુખ દીઠુ રેણુકાવાર ૨ સારુ કહોને મારા ભ્રાત, જે હોય તારા મનમાં વાત, ત્યારે સુંદર કહે છેલ્લો જુહાર, મારે મરવુ પડશે આવાર ૩ પુરવછાયા– રાજાએ મુજને કહ્યુ, ઉજાણી કરવી સાર, વેહેલે બેસી આવજો, તમે નર ને નાર ૧ પચાસ રાણી માહરી, આવે સરવે જાણ, નગર લોક સરવે આવશે, કહ્યું વચન પ્રમાણ ૨ શહેરમા ઢ ઢેરો ફેરવ્યો, કાલે જાશે જાણ, તે માટે તુજને કહુ, મરણ આવ્યુ નીરવાણ ૩. આબરૂ જાશે માહરી, તે માટે મરવુ સાર, વચન એવા સાભળી, તવ બોલી રતુકાર ૪ ચોપાઇ—એમ કહી ચાલી રતુકાર, આવી જ્યા કુળવતી નાર; બાઇ સાભળો કહુ વચન, સુરખો મરેછે આણે દન ૧ સુરખો મરે તો આપણે દુ ખ હોય, રાજા દડ લીએ ત્યાં સોય, દર્શન કરવા જાઉ કામન, એમા કઈ ન બેસે ધન ૨ તવ બોલી કુળવતી નાર, બુઈ વારવારે જ જાવ, પરાણે પુણ્ય આપણે થાએ, સાચું કહુ છુ મોરી માય ૩ રાડ તારે મન એ ભાવે, ત્રણ વેહેલ મગવી લાવે, એવા વચન કુળવતીએ કહ્યા, તે સ-

રવે રતુકારે લહ્યાં ૪ પુરવછાયા—વચન એવાં સાભળી તતક્ષણુ આવી નાર વેહેલ ત્રણ મંગાવો સહી, એમ કહેતી રતુકાર. ૧ તે ઘડી વેહેલ મગાવી તીહા, છોડી આગણા મોજર કમાડ ત્યા ભીડાવીયા સુરખા પાસે તે વાર ૨ આખી રાત ઉજાગરે, વેહેલ ગુથણી હોય, માફા તેના ઢા ) યા, તે કળી ન શકે કોય ૩ માહે એક મુકી શય્યા હો, ત્રણ ત્રણ મણુની સાર, તીર દોરીએ દેખાવી સહી હીકમત કીધી નાર ૪

ચોપાઇ—એવી હીકમત કીધી નાર, પ્રાત કાળ થયો તેણીવાર ત્યારે મનમા કર્યો વીચાર, હવે શુ કરીએ નીરધાર ૧ આગળ આપણુ જઇએ સોય, જેમ વાતે પ્રગટ ના હોય, રાત બે ઘટીકા ત્યા રહી, કુવવતી તો તતપર થઇ ર દાતણુ પાણી કીધુ કામની, બે ઘટીકા ત્યા રહી જામની વેહેલ જોતરી તેની ઘડી, તેમા કુળવતી બેઠી ચઢી ૩ ચાર વેહેલ ચાલી જેટલે, ગામના ઘોડા ચાલ્ય તેટલે, શકટ જેડીયા છે ત્યા અપાર, સરવે ચાલ્યા નગરથી બાહાર ૪ જાવુ છે ત્યા એક જોજન, માતાના કરવા દરશન, કોઈ ઘોડે થયા અશ્વાર. કોઈ વેહેલે બેઠા નીરધાર. ૬ લીધાં શ્રીફળ ની દુર ધુપ, લીધાં ઘાટડી સાહોડીયા અનુપ; હરખમાણે તે નરને નાર, મેળો ઝાતાનો થયો અપાર. ૬ આખું નગર નીસરયું બહાર સુંદર ઘોડો થયે અસવાર; ચાલ્યો ચાલ્યો તે રાજદવાર, રાજાજી હવે કેટલી વર. ૭ વેહેલા થ ગો

તમે રાજન. આગળ ચાલ્યાં અમારાં કમન, સુણી રાજા હરખ્યો તેણીવાર, ઘરમા ઉતાવળ કીવી નર ૮ સુંદર નારી આગળ જાય, તમને કેમ અસુઝ થાય; એવા વચન કહે છે રાય, પછી રાણી ત્યાં તતખર થાય ૯ પુરવછાયા—વચન એના સાભળી ઉતાવળી સરવે થાય, વસ્ત્ર અવળા પેહેરીયા, આભુષણ ભુલી જાય. ૧ કોઇયે તેલ માથે ઘાલ્યુ નહી, આંજણ આંખે ના હોય, સઉ સજ થઇ ઉઠીયા, ગાડા દોડયા જાય ૨ તેને જોઇ બહુ હરખીયા, તે ભદ્રસેન રાય અસ્વારી આગલ થઇ, સઉ સેન ચાલ્યુ જાય ૩ વેગે વહી સઉ આવીયા, ભદ્રકાળી મા જ્યાય, ભદ્રકાળી માતા સ્થળે સરવે તે આવ્યા ત્યાય. ૪

ચોપાઇ—દેહેરા ઉભા કીધા માહાજન, તણુ ખાગ કીધા રાજન, સુંદર વેહેલ છોડી એકાંત, ચીતાથી મન નહી કાંઇ શાંત ૧ રખે ખબર પડે ત્યા રાય, આબરૂ તો નથી પળ માહ્ય, તે માટે બીહે છે મન, રખે વાત જાણે રાજન, ૨ પોતપોતાનુ કામ થાય, કચેરી ભરી બેઠા રાય, મોટા મોટા શાહુકાર આવે. તે તો રાજાને મનડે ભાવે. ૩ રાગ રંગ થાય અપાર, રાજા પાસે બેઠા કામદાર, લોક સરવે હલમલ કરે. માતાને નીવેદજ ધરે. ૪

પુરવછાયા—નીવેદો નાના વીધ તણા જઇ મુકે સજન, સ્તુતી કીધી અતી ઘણી, પાસે બેઠા પ્રધાન. ૧ ભક્ષ દીધુ ત્યાં સહી, આવ્યા સભા મોઝાર, કચેરીમાં બેઠા સહી,

ભોજન તતબર થાય. ૩ ચોપાઇ-રસોઇ થઇ ત્યાં રાજન આલો ચાલો જમીયે પ્રધાન, શાહુકાર બોલે તેણીવાર, અમ ઉતારે જમશે કામદાર ૧ અમને ગરીબને દીધો માન પ્રધાન જમવા મેલ્યો રાજાન, મોતીચંદ એમ કહે છે સોય; રાજા કહે એ વાત ન હોય, ૨ અમ ઘેર જમે કામદાર ત્યારે તેડવા આવી રતુકાર, ચાલો ચાલોરે મારા ભાઇ, ભોજનની તઈઆરી થઇ. ૩ પુરવછાયા—ચાલો ચાલો વીર માહરા, કરવાને ભોજન. રસોઇ કરીને જાય છે, વાટ જુવે કામન ૧ તવ રાજા મુખથી બોલીયો, એ કેમ જમે કામદાર, ભોજન નાના વીધ તણાં, જેને અસ્ત્રી ચાર ૨ હશીને સુંદર પરવર્યો, આવ્યો પોતાને દ્વાર, ખમા ખમારે વીર માહરા, એમ વદતી રતુકાર. ૩ ચોપાઇ—ખમા ખમા વીર માહારા, હું તો વીધન લેઉ તાહરા, ચાલો રસોઇ કરીને જાય, આવો આવોરે તણુમાહે. ૧ સુંદર તણુમાં ગયો તેણીવાર, ત્યારે બોલી કુળવતી નાર, સુવાને આવે અણેસાડ સોય, મુખ દેખુ તો પાપજ હોય ૨ તાસળી વચમા પડી છે જાણ, આપ પીટયાને પ્રમાણ; ત્રાસળી લઇને કર મોઝાર, તેમા એઠું જુઠું પીરશું નાર ૩ પુરવછાયા—સુંદર આગળ મેલ્યું સહી, ખીચડી પાપડ અન્ન સુંદર કનહ ભારે નહી, ભલા તુ જગજીવન. ૪ મીઠું ઘાલ્યું નાખીયું, પાણી નાખ્યુ ગરીબ સવે જમે ખરા, તેને પણ આ દુખ ન હોય. ૫ એમ કહીને ઉઠીયો, કવલ ભરવા જો

ચાર, માન દીધુ તે અન્ન દેવને, આવ્યો સભા મોજાર. ૬ પાન સોપારી મુખમાં ધરી, લવીંગ એલચી સાર, તે ચાવતો આવીયો, ઘડી નવ લાગી વાર ૭ રાજા વાણી બોલીયા, શુ જમીયા કામદાર, વેહેલા વેહેલા આ વીયા, કાંઈ ન લાગી વાર, ૮ સુંદર કહે સુણો રાયજી, મુજને એક વ્યસન કસુંબો ચડીયો નહી, ભાવ્યુ નહી. કાંઈ અન્ન ૯ ચોપાઇ—એક પઠયું છે મુજને વ્યસન, કોઇક કુંગો કરૂં રાજન, તારે મુજને ભાવે અન, સત્ય માનીયે મુજ વચન, તારે મીઠાઈ દીધી છે ત્યાય, શેર બે લેઇ સુંદર ખાય, બીજી મીત્રોને વેચી દીધી, ઘણા દીવસની ભુખ શાંત કીધી. પછી રાજા ની રાણીયો જેહ, કુળવતીને કહાવે તેહ, તમને મળવાની ઘણી છે આશ. અમો આવીએ છીએ તમ પાસ. ૩ પુરવ- છાયા—કુલવતીને કહાવીયુ, તુ સાભળ ચતુર સુજાણ; સામ- ગ્રી કરજો તમો, અમો આવું છું પરમાણ. ૧ માથે કુડલાં ચ ૨ મગાવીયાં, ગલાલે ભરીયાં સાર, હીકમત ત્યાં એવી કરી વળી ત્યાં ત્રાસ મગાવ્યા ચાર. ૨ ચોપાઈ—ચાર કુલલાં મંગાવો સાર, વેગેથી ત્યા મેલાવો નારઃ સોમચંદને વીરચંદ દયાળ, કુડલા મગાવે તતકાળ ૧ વહેલી થા તુ રતુકાર, આવશે ભદ્રસેનની નાર, વળી નાટક કળા કરવી, તેની આંખ ગુલા- લે ભરવી ૨ બાંધ્યા કુડલાં ચારપર સોય, દોએ નારી વીચક્ષણ હોય; ચાર તાસ તે છે પરમાણ; કુડલા પાસે જ.

રી સુરયાં જાણુ ૩ એવે આવી નારી મળી રથ મં-
ડળી કીધી છે વળી, ત્યા આવીને ઉભી સરવે, બોલે છે મુ-
ખથી બહુ ગરવે ૪ વહેલા થાઓ કુળવતી નાર, નીકળો
ઘરમાહેથી બહાર તવ નીકળે જોવાને પુર, ચાલી જેમ સુખ
કરતા શુર ૫ ચીર મુકતાફળે ભરયા જેહ ઓઢીને નીસ-
રી છે તેહ, કચુકી છે હીરાએ ભરી, રથમાથી બાહાર ની-
સરી ૬ નારી નીસરી રથથી બહાર, જાણે વીજળીનો થયો
ચમકાર, તે નારી ચતુર બહુ હોય, લીધા તાસ ભરીને હોય.
ને તો ઠમકે ધરતી પાય, ઉતરતામા કરીયો ઘાય થયો ગલા
લ તણો ધમધેર, નારી બહુ કરે છે સોર ૮ રથ દુજે ચઢી
કામન, થાળ હાથે ગ્રહી ભામન, ઘા કરયો ગલાલનો સાર,
ગઇ બીજે રથે વહી નાર ૯ જેમ કેશરી ગજ ઉપર ધાય.
રતુકાર તે પેરે જાય, બેહુ વ્યાકુળ ગઈ છે ત્યા નાર, તે તો
રથ ફરી વળી ચાર ૧૦ નારી કહે સુદરને ધન, જેને ચાર રૂડાં
ભામન; આપણ દુરમુખ સરવે નાર, ધનધન સુદર કામદાર-
૧૧ રાજાએ માણુસ મુકયુ તેહ, બસ કરો હવે કહ્યુ જેહ;
નરે પાછી વળી કમન, નારી કહેતી જાય ધન્ય ધન્ય.

પુરવછાયા—રાજા રઇયત સઉ જણા, પરવરયા તે
વાર, રથ જોડાવી નીસરયા, ચાલ્યા ત્યા કામદાર ૧ જાનના
એક જાવુ સહી, ચાલ્યાં નરને નાર; તમ દુટયો ત્યા અ-
શ્વનો, કેડે રહ્યો કામદાર. ૨ ચોપાઇ—જ્યારે પાછળ રહ્યા
કામદાર ત્યારે વાલદ બોલ્યો તેણીવાર; વાલદ લાડકે

રાજાનો કહેવાય; તેતો આવીયો ક્ષણમા તાય ૧ લાગ જોઇને કરતા વાત, તમે સાંભળો પ્રથ્વીનાથ, સુદર માન નહી ઘર માહ્ય, સાચુ કહુ છુ તમને રાય. ૨ પરીક્ષા મેં એની કીધી રાય, જમ્યા પછી બશેર કેમ ખવાય, બશેર મીઠાઇ ખાઇને સોય, ભલી રીતે જમે જે કોય ૩ સ્ત્રી અન્ન પુરૂ ન આપે કા તો મુરખો કરીને થાપે, તમે વિચાર કરોને રાય, જમ્યા પછી તરત ન ખવાય, ૪ પુરવછાયા— મન એના મળતા નથી, સ્ત્રી ન પીરસે અન્ન, તે માટે કરો પારખુ, સત્ય કહુ વચન ૧ એક પારખુ છે એહનુ, જોડે બેસે નરનાર, એમ કહો એને સહી, નીશ્ચે કહે નકાર ૨ તમે પણ જોડે બેસજો, રાણીજીની પાસ, તેજ પ્રમાણે બે સારીએ, સુદર કુળવતી પાસ. ૩ ચોપાઇ–સુદર આવી મુજ્યો તતકાળ, ત્યારે મુખથી બોલ્યો તે ભુપાળ; કેડે કેમ રહ્યા દીવાન, રજાએ ઘણું દીધુ માન ૧ એક વાત કહુ કામદાર, જોડા જોડ બેસો નરને નાર ૨ નગર તણા જે શેઠ શાહુકાર, તે પણ બેસે નરને નાર ૨ એવા રાજાએ કહ્યાં વચન, તવ સુદરનુ નવ માન્યુ મન, એવુ કેમ થાએ રાજન; માણસમા થાએ હાસન ૩ આપણો નહી એમા તોલ, માટે વિચારી બોલીચે બોલ, રાય કહે બેસવું આ ઘડી, રાજા રથપર બેઠો ચડી. ૪ પુરવછાયા—રાજા બેઠો વેહેલે ચડી, સુદર કરે વિચાર; આબરૂ તો જાશે ખરી, મરણ આવ્યુ નીરધાર રાજા વળતું બોલીયો વહેલા થાઓ કામદાર;

નહી બેસું સુંદર કહે, પેચુટી ટળે નીરધાર. રથમા બેસુ રાયજી, ટળે પેચુટી તાત, માટે માફ્ જ કીજીએ, સાચી માનો વાત. ૩ ચોપાઇ–રાજા કહે સુણો કામદાર, વેહેલપર બેસો લગાર, સુંદર નઇણે આસુ ભરે, વાલદ આખ મીચી ચાળો કરે ૧ તે વાત વરતી રતુકાર, તું સાભળ કુળવતી નાર; રાજા વહેલમાં બેઠા સાર, તમે બેસાડો કામદાર ૨ રાજા કહે છે વારમવાર, તમે વેહેલમા બેસાડો કામદાર, કુલવતી કહે મુખે વાણુ, રડા ઘેલી દીસે છે અજાણુ. ૩ રતુકાર કહે તું બેસાર, જેમ આબરૂ રહે કામદાર, મારૂ વચન માનો તમે સાર, નવ કહેશો મુખેથી નકાર. ૪ કુલવતી કહે સાભળ તું સહી, એને બેસાર રથમા લઇ; કેહેજે નવ જુવે મારા સામુ, હું તો મુખ જોઇને કેમ ખમું ૫ આડુ જોઇને તું એને બેસાર, તારે ગમે તે કર તું નાર, મે તો તારૂ માન્યુ આ વાર, નહીતર માનુ નહીરે લગાર. ૬ ત્યારે દાશી કહે તેણીવાર, આવો વેહેલે બેસો કામદાર; નારી બોલાવે વારમવાર, વેગે આવોને રથ મોઝાર. ૭ તમ વના ન ચાલે ઘડી, તમે બેસોને રથપર ચડી, એમ માન દીધુ રતુકાર, રાજા વિસ્મે થયો તેણીવાર. પુરવછાયા— આવો આવો વિર માહરા, હું જાઉ તુજપર બલિહાર, શાણી સાદ કરે સહી, વહેલે બેસો લગાર ૧ ત્યારે સુંદર બળતો બોલીયો, પેચોટી પડે જાણુ; તે તો તું જાણે ખરી, મુખે જાણે શું વાણુ. ૨ એક ઘડી બેસો તમો, ફીકર નહી લગાર;

એમ કહી કર તાણુતી, પોતે તે રતુકાર, ૩ ચોપાઈ—ત્યારે વહેલે બેઠો કામદાર, પગને ખોડી પોતે લગાર, બે પગ પઈડે મુકયા જાણુ, જોડે વેહેલ રાજાની પ્રમાણુ ૧ સામા સામી વાતો કરે, રાજા હરખ અતીશે ધરે, રાજા મુખથી બોલ્યો સોય, માડવીની ઉપજ કેટલી હોય ૨ નામ વિરપુર જે કહેવાય, તેની ઉપજ કેટલી થાય; સુદર બોલ્યો તેણીવાર વીરપુરના સાઠ હજાર ૩ માડવીયે જે ધાન લેવાય, પાચ લાખની ઉપજ કહેવાય, વાત કરે રાજા કામદાર, વિસ્મે પામી કુલવતી નાર ૪ પુરવછાયા—કુળવતી વિસ્મય થઈ, વિચારયુ નીજ મન, મુરખો ચતુર દીસે સહી, મુખ લેખુ હાયે રાજન ૧ એમ જાણી નીહાળીયુ, વાસો દીઠો જાણ, જોતામા રાજી થઇ, વાગ્યુ મોહનુ બાણુ ૧ જેની પુઠજ દીપતી તેનુ મુખ શુભ હોય, એવુ જોઇ ચટકો કરયો, ત્યારે સુદર પાછુ જોય ૩ આ ચટકો વીંછી તણો, પાછુ જોયુ તે વાર, તે જોઈ મોહ પામી ખરી, અચરત પામી તે નાર ૪ વદન અતી રળીયામણુ, મુછ તે વાકી હોય હેમ કડા છે હાથમા, વેઢ વીંટી રહી સોય, ૫ નવલખી ઉતરી શોભતી હાર મોતીએ જડાવ બાહે બાજુબધ બેરખા, માહે હીરા રતન જડાવ, ૬ વળી ચટકારો કરયો કામની, સુદર મુકે નીશ્વાશ. રખે ધકો દે મુજને, તો હમણા થાશે હાસ્ય, ૭ એમ કરતા કઉતક થયુ, રાણીનો વીસર્યો હાર, નવ લાખ મોતી તણો, વીસરીયો તે ઠાર. ૮ દેવીના દેવળ વીષે, ભુલી

રાણી હાર એવુ સુણીને ઉતરયો. સુંદર તેણીવાર ૯

ચોપાઇ—ત્યારે રાજા મુખે કહે વાણ, સુંદર સુણો તમે નીરવાણ; રાણીનો હાર હતો જેહ, ભુલ્યા ભદ્રકાળીમાં તેહ ૧ એવુ સુણીને સુંદરે ભીડી હામ, આજ્ઞા દો હુ જાઉ તે ઠામ; ક્ષણમા લઇને આવુ મહારાજ, એતો બીજા તણુ નહી કાજ ૨ વળી સુંદરે વિચારીયુ મન, ભલુ કીધુ શ્રી જુગજીવન, મને કુલવતીની બીક ભારી, લાત મારી પાડત એ નારી ૩ તે ભયથી છુટયો આણીવાર, તે તો કીરપા શ્રી દેવ મોઝાર, આજ્ઞા લઇ હાર લેવાને જાય, પછી કુલવતી રૂવે રથમાય ૪ વળી મુખથી બોલે છે એમ, રતુકાર કરૂ હવે કેમ, એના ગુણનુ પારખુ નહિ કીધુ, મેં તો દુખ ઘણેરૂ દીધુ ૫ તે મને કીધો બહુ ઉપદેશ, મે તો માન્યો નહી તે લેશ, કદી કીધી ન એશુ વાત, રૂપ ગુણ ભરયો વિખ્યાત ૬

## સુંદરના વિયોગથી સ્ત્રી વિલાપ કરે છે.

ચોપાઇ—રૂદન કરવા માંડયુ ત્યા નાર, સાભળ રે તુ રતુકાર, એળે ગયો મારો અવતાર, કથ વિના સુનો સસાર. ૧ કથ વિના ધિક અવતાર; તુને સાચુ કહુ રતુ કાર, ઘેર વેગે આવે ભરથાર, કૃપા કરે જો વિશ્વાધાર. ૨ કથ વિના સાસરે નહી માન, કથ વિના મહેલ સમશાન કથ વિના નારીનુ માન, ૩ કથ વિના નવ લે શુકાન કથ વિના ન શોભે તન; કયારે થાયે કથ દરશાન. એમ કરી

રૂવે કામન ૪ કથ વિના સુની દેહ મે તો કીધો ન એશુ નેહ, ન ફરી આટા ચોરીમા ચાર, પ્રિતે આરોગ્યા નહી કસાર ૫ એવુ સુણી બોલી રતુકાર, સાભળ ઘેલી કુળવતી નાર, શાને દુખ ધરો આ વાર, એ પાપીને માર પેજાર, તેને ન પુરતુ પીરશ્યુ અન્ન, પેટ ભરી ન આપ્યુ ભોજન, હવે શુ રૂદન કરે તું નાર, એ પાપીને માર પેજાર. ૭ પડ્યં ઘેર ભણુતી તુ નર, તે દહડાનો એ મુરખો સાર, તે ઉપર શો આવડો પ્યાર, એ મુરખાને માર પેજાર ૮ તેનુ તુ નવ જોતી મુખ તે દીઠે કેમ થાશે સુખ, ફોગટ દુખ ધરે નીરધર, એ પાપીને માર પેજાર ૯ પુર્વછાયા- વચન એવા સાભળી, બોલી કુલવતી નાર, મેણુ મુજને દે ખરી, ભલી તું રતુકાર ૧ સુદર માહરો સાહબો, હુ સુદરની નાર, સુદર વિના હુ શુ કરૂ, મારો ધીક ધીક અવતાર ૨ મે આવુ જાણ્યુ નહી, સુદર એ કામદાર, હવે હુ એની દાસી છુ, એ સાચો ભરથાર ૩ આવે તો હમણા વરૂ ફરૂ વળી ફેરા ચાર, હેતે પ્રિતે ભાવશુ, એને જમાડુ કણસાર ૪ ચોપાઇ—સવારે આવશે ભરથાર, એતો લેવા ગયો છે હાર, સામગરી આપણુ જઇ કરીએ, આવે તો વેગે ફેરા ફરીએ. ૧ વહેલી થાને તું રતુકાર, પઇસા લેઇને તું જાને બજાર, તલ જવ ને મીંઢળ નાડાછડી, લઈ આવ તું આની ઘડી. ૨ એક વિપ્રને તેડી લાવે, તે. હાથેવાળો ઝટ મેળાવે; ત્યારે રતુકાર કહે સુણ

જાય, એ તો ઉતાવળનું નહી કામ ૩ વાત કહુ તે મનમાં ધરજો, આવ્યા કેડે ગમે એમ કરજો; ગતી ગોવીંદની ન કળાય, લખ્યા લેખ હોય તેમ થાય ૪ એમ કહીને કર્યો ઉપદેશ કુળવતી સુણે નહી લેશ; અતી આનદમા બની ઘેલી, સજ્જા પાથરી પુષ્પની વહેલી ૫ પછી જોઇ રહી ત્યા વાટ, ન આવ્યો નાથ થયો ઉચાટ, એકઠા રહીએ આણે ઠામ, ઘણી ગઇ છે વીતી ત્યા જામ. ૬ સુંદર હાર લઇ પાછો વળ્યો, કહેછે ફેરો સરવે ફળ્યો; રસ્તે થાય છે માન શુકન. ત્યારે પોતે વિચારયુ મન ૭ જોરાવરીએ તે રથ મોઝાર, બેઠો માટે કોપી હશે નાર, પ્રભુ તુજને ગમે તે ખરૂં, હું તો ધ્યાન તમારૂં ધરૂં ૮ પુરવછાયા—હરણ ડાબા ઉતરે, વળી શીયાળ ડાબો જાય, કળકળીયો કળકળ કરે, થરથર ધ્રૂજે કાય તોપણ આવ્યો આવીયો, પોતે નગરની પાસ; દરવજા ભીડયા ત્યાહા, દેખી થયો ઉદાસ ૨ થાક્યા સઉકો આવીયા, વેગે સુતા સાર; સાદ કરે સુંદર ઘણા, કોઈ બોલે નહી લગાર ૩ ચોપાઇ-સુંદર સાદ કરે છે અપાર, પોળીઓ ન બોલે લગાર, જગે જે કોઇ ધનનો ધણી, જાગે જેને ચીંતા ઘણી ૧ જાગે રાત અંધારી ચોર, જાગે ઘન વરસતો મોર; જાગે જે દીકરીનો બાપ જાગે જેને માથે શ્રાપ, જાગે જેને ફીકર ઘણી, જાગે જાર કરનારો ધણી ૩ પોળીયો જાગ્યો નહી લગાર, સુંદર ઉભો તેણે ઠાર, શ્રમ પડી ને થાક્યો સહી, અરે દઇવ જાઉ તે કહી ૪ પુરવછાયા—

દોહોઢ પોહોર રેણી ગઇ, ઉંઘ્યું નહી ત્યાં કોય, સુંદર આશા છાંડીને, વિચારે મન સોય. ૧ છેહેલા સાદ કરૂ સહી સુણતાં ઉઠે કોય; તો તો કામ સઝે સહી, નહી તો વિપરીત હોય. ચોપાઈ–સુંદર સાદ કરે દશ બાર, પોળીયો ન બોલે લગાર; ત્યારે મનમા વિચારે વાત હવે ઘણી ગઇ છે રાત ૧ એ જે રૂડી દીઠી પરસાલ, માટે સુઇ રહુ ત્યા લગાર ઘેર સુવાનું સુખ ન હોય, ફાટલ ગોદડી પાથરે સોય ૨ થોફાળ પાથર્યો તેણીવાર, સુંદર સુનો ત્યા નીરધાર, ઢાલ તરવાર ઓશીકે મુકી, પછી સુંદર પડીયો છે ઝુકી ૩ ત્યા થકી ગયો કામદાર એક વિઘન થયુ તેણીવાર, થાકી ગયો હતો પ્રધાન, નીંદ્રામા નહી તેને ભાન ૪ પુરવછાયા–ચંદા વેરી વાદળા, જળ વેરી સેવાળ, પુરૂષ વેરી નીંદ્રા ઘણી, મછને વેરણ જાળ ૧ તેમ સુંદરને નીપજ્યુ, નીંદ્રામા તે ઠામ; મનની વાત મનમા રહી, અકળ ગતી શ્રીરામ ૨ મણીધર મોટો નીસર્યો, ફરવા દરથી બાહાર, ખુશબો આવી તેહની આવ્યો તેણે ઠાર ૩ ચોપાઈ–જ્યા સુંદરે કર્યો આરામ ભોરીંગ આવ્યો તેણે ઠામ; છાતી ઉપર બેઠો જાણ, સુંદર લહેરો ખાતો પ્રમાણ ૧ સુંદર નીંદ્રા આવી અપાર, તે તો જાણે નહી લગાર; ચુવા ચંદન પેમલ અંગ, તેણે આનંદ પામીયો ભોરંગ ૨ ફેણ ચઢાવી ડોલે અપાર, અઘોર નીદ્રામાં છે કામદાર, તેને શુધ નહી લગાર, પાસુ ફેરવ્યુ તેણીવાર. ૩ પુરવછાયા—સુંદરે પાસુ ફેરવ્યુ, કર અડકયો તેવાર;

જોરમ અતી કોપે કરી, તેને કરયો ચટકાર ૧ હાથતણી જે આગળી, તેને કરડયો અપાર, ઝેર હળાહળ ચડી ગયુ, ઉઠયો ત્યા કામદાર, ૮ ચોપાઇ—જેવો ઉઠવા ગયો કામદાર, લેહેર આવી પહચો તે ઠાર, તેનો પડતામા ગયો ઝટ પ્રાણ તેતો વાત ન કોઇને જાણ. ૧ રાત અજવાળી ચળકી અપાર, સો-ડ તાણી સુતો કામદાર, સઝ્મવત થયુ છે શરીર, તેને કો ન-પાએ ત્યા નીર ૨ એક કઉતક કારમુ હોય, ગતી હરીની કળે નહી કોય, એક ઘાચણ પુત્રી નીરધાર, તે તો રહે છે નગરથી બહાર ૩ મત્ર જત્ર જાણે છે અપાર, તેને ત્યાગી મુકી ભરથાર; પાસે દ્રવ્ય તણો નહી પાર, મન માન્યો ખો-ળે ભરથાર ૪ તે તો ફરવાને નીસરી બહાર, ફરતા ફરતી આવી તે ઠાર, સુતો દીઠો પુરૂષ નીરધાર, જોઈ મનમા કરયો વિચાર ૫ ઘાચણ પુત્રી જોઇ રાજી અપાર જે હોય તે મા-રો ભરથાર, ઉભી રહી ત્યાં ટગમગ જોય, સોડ તાણીને સુતો છે સોય ૬ તે તો મુખે બોલી તેણીવાર, ઉઠોને તમે મુજ ભરથાર, સોડ ઉંચી કરી જેટલે, સુંદર સુતો દીઠો તેટલે. ૭ આજ સફળ હવો અવતાર, હું તો રૂડો પામી ભરથાર; મારા ભાગ્ય તણો નહી પાર, આજ તૂઠયા શ્રી જુગદાધાર ૮ પુરવછાયા—હરખી જેતા મન વિશે, ઘાચણ પુત્રી સાર; જે ડા લેઈ ઉંચો કયો, દીઠો ત્યાં કામદાર. ૧ ઉજેણીથી આ-વીયા, નીદ્રાણુ મુજ સ્યામ, બોલો બોલો મુજ થકી; પોચે મનની હામ. ૨ બોલાવ્યો બોલે નહી, આતે શું કેહેવાય;

અગ બધુ તે જોઈ રહી, કરડયો મણીધર ત્યાં. ૩ ડસ ક. ર્યો છે આગળી, તે જોયો કામન, વીખ વાળુ આણી ઘડી, દુર કરૂ વિઘન, ૪ ચોપાઈ–ડસ્યો દીઠો આગળીએ ભોરગ, તેનું ઝેર ચડયું છે અગ, હમણા જીવતો કરૂ ભરથાર, ઝેર ઉતારૂ આણીવાર ૧ આગળી મુખ લઈને સાર, મત્ર ભણી ચુશી તેવાર, ઘડીકા બે થઇ છે જ્યાહરે, પ્રાણ આવ્યો દેહમા ત્યાહરે, ૨ ઉઠી બેઠો થયો કામદાર, જુવે તો પાસે દીઠી નાર; ત્યારે મનમા કરે વિચાર, મારી પોસે આ ક્યાથી નાર ૩ પુરવછાયા–કોણ છેરે તુ કામની, સાચુ બોલ વચન, ડાકણ સાકણ કે વતરી, કહેને આણે દન ૧ કરજોડી કહે કામની, સત્ય કહુ આ ઠાર, હુ ઘાચણની દીકરી, પામી તમ ભરથાર. ૨ ચોપાઈ–સુદર મુખથી બોલ્યો વાણ, નારી ઘેલી દીસે છે પ્રમાણ; તમે ઘાચી અમે રાજન, ઘેલી થઈ શું બોલે વચન ૧ ત્યારે નારી બોલી તેણી વાર, એમાં કેણ ઘેલુ ભરથાર, કરડયો હતો તમને ભોરગ, તેનું ઝેર ચડયુંતું અગ, તે તો ઉતારયુ આણીવાર, સજીવન કીધા ભરથાર, નહી માને તો ઝેર ચઢાવુ, હું તો તમારે ઘેર આવુ ૩ ત્યારે બીનો અતી કામદાર, તારે ઘેર હુ આવુ નાર, પાને પડયો દીઠો ભોરગ, તેને ઝેર ચડયુ છે અગ સાચી વાત જોઈ કામદાર, ઘેર લઇને ચાલી નાર ૪

પુરવછાયા–ઘેર તેડી સચરી, આવી મેહેલ મોઝાર માતા માફારી સા ભે, હુ તેડી લાવી ભરથર, પોખે

માતા એહને, વેગે માં લગારે વાર ચાર ફેરા ફરૂ સહી પછી જમાડુ કણુસાર ૨ પછી માતા ઉઠી હસી, સામગ્રી કરી તઇંયાર, થાળ લીધો હાથમા કરવાને આચાર. ૩ ચોપાઇ—પછી કીધો બહુ આચાર, પોખવા આવી ધાચીની નાર, લીધો ચોમુખ દીવડો હાથ, હરખી ઘણુ મનડ ની સાથ ૧ ધુસળ રુસળ રવઇયો ને ત્રાક, તેણે પોખીને સહુ નાક; એડી પેડીને માથે લીધ, ઉતારીને ફેકી દીધ, ૪ વળી નાક ઝાલીને તાણ્યો, જીઆ વરને માયરામા આ ણ્યો; હાથ મેઢળ કકણુ ચુડો, હાથેવાગો સાહ્યા રગ રૂડો. ૫ પછી છેડા બાંધ્યા છે નાર, કઇ વિધના કર્યો છે આચાર, પ્રીતે આરોગીઆ કણુસાર. ત્યા તો મગળ વરત્યા ચાર. ૬ પરણી ઉઠયા રૂડી રીત, પછી તો ઘણી લાગી પ્રીત, હરખ પામી તેની માય, તેને ઉલટ તો બહુ થય. ૭ પુરવછાયા— પ્રીત બધાણી તેહને, આવ્યાં ઘર મોઝાર, પ્રેમે સજ્યા પાથરી, હરખ પામી તે નાર ૮ સજ્જાપર આવ્યો સહી, મુક્તાફળે ભરી હાર, આરતી કીધી તે સહી, જે પોતાનો ભરથાર ૯ પછી પુષ્પસજ્જા પાથરી આવ્યો ત્યા પ્રધાન. રગ ભોગ કર્યો સહી, હરખ પામીયો મન. ૧૦ ચોપાઇ— પછી હરખ પામી બહુ નાર, રાગ રેણી વીતી ત્યા સાર; પ્રાત:કાળ થયો જેટલે, નરનારી ઉઠયા તેટલે ૧ સોન-ની ઝારી કહીએ જેહ, સ્વામી આગળ મુકી તેહ; મુખ મજન કર્યું તેણી વાર, પછી બોલ્યો ત્યા કામદાર ૨ નારી

જાણું અથરે ઘેર, વાટ જુવે રાજા બહુ પેર નારી
કહે તમે ખોટી થાઓ, અહી રહો મન ભાવે ખાઓ ૩
જાવાનું નવ લેશો નામ, જો જીવ્યાનું હોયે કામ ઘેર સ્ત્રી-
છે તમારે સાર, તેવી હું પણ તમારી નાર ૪ અહીં
રહોને લીલા કરો, કહું વચન તે મનમા ધરો;
તમે તમારૂ કરોને કામ, પણ જાવાનું મા લેશો નામ
૫ ઝાઝું જોર ન કરશો રાય, ચડે ઝેરને પ્રાણજ જાય,
ત્યારે સુંદરને ચડી બહુ રીસ હમણા મારૂં કા છેદુ શીશ
૬ પુરવછાયા-રીસ ઘણી ચડી રાયને ત્યારે નારીએ કર્યો
વિચાર, જોર કરૂં હું જો વલી, તો મારે મુજને માર ૧
હવે ચરીત્ર હું કરૂં, સાંભળો મારા સ્વામ હું નારી છુ
તમતણી, તમે પુરો મારી હામ ૨ શીવ પુજન મે તો
કરયુ, અરચી ઓર અપાર, દીન ઝાઝા મુજને થયા, હું
પામી તમ ભરથાર. ૩ ચોપાઇ— તમે સાંભળોરે ભરથાર;
હું તો છુ તમારી નાર; હજી એક થઈ છે રાત, એવી કેમ
કરો છો વાત ૧ હાતણુ પાણી કીધુ તમે રાય, હવે ભો-
જનપર તત્પર થાવ, મુજ હાથે કરો ભોજન, હું પણ છુ
તમારી કામન ૨ કાઇ જોર ન ચાલે માહરૂં, સ્વામી આ
પણ ઘર તાહરૂ પછી ભોજન થયુ તઇયાર, જમવા ઉઠો
મારા ભરથાર ૩ પછી ભોજન ત્યા કીધુ રાય, ભદ્રાવતી
વિશે શુ થાય સુતા ઉઠ્યા પોતે રાજન, રેણી વીતી ' ઉગ્યો
દન, ઘેર આવ્યો છે કામદાર, કઇને પુછો તેની નાર. ચોરો

ઠાલો આવ્યો દ્વાર, નથી આવ્યો તે કામદાર, ભદ્રસેને તે સાભળી વાત, શુ થયુરે દીનાનાથ ઘોડો કેમ આવ્યો એકલો ઘેર, ખબર કડાવો રૂડી પેર ૬ આડા અવળી દોડયા અસ્વાર, કાઇ લાધ્યો નહી કામદાર, હાલક હલો થયો ત્યા જાણ; ત્યારે રાજા બોલ્યો વાણ; જુવો જુવો એ પ્રધાન, એને શુંરે થયુ વિઘન, પ્રધાન આવે નહી આ ઠામ, તો અન્ન ખાવુ છે હરામ ૭ નહીતર પાડુ મારી કાય, અગ્નીમાં બળુ એમ કહે રાય; આઠ દીવસમા આવે નહી, તો અગ્નિમા બળુ હુ સહી ૮ પુરવછાયા—અગ્નિમાં નીશ્ચે બળુ, એમ વિચારે આપ, એ પ્રતીજ્ઞા માહરી, બ્રહ્મહત્યાદીક પાપ ૧ એવા સમ ખાધા સહી, ચેન નહીરે લગાર, ઘરમા કુળવતી રૂવે, રૂવે ઘણુ રતુકાર, રહત સર્વે કળકળે, શોકાતુર સઉ હોય, સુંદર બેઠો મહેલમાં, કળી શકે નહી કોય. ચોપાઇ—સુંદ બેઠો મેહેલ મોઝાર, ચોપટ રમે છે નરને નાર, રાત ગઇ છે ઘડીકા ચાર, સુંદરના પડયા પોબાર, ૧ તેણે સમે પ્રદેશી જેહ, મોહોલ હેઠે નીસરીયા તેહ, તે તો વાત કરતા જાય, નગરમાં થયો છે અન્યાય. ૨ રમતા રંગ મચ્યો છે અપાર; જીત્યા સુંદર તેને ઠાર; પછી પાસા લીધા છે નાર, બહુ-તીસ નાખ્યા પોબાર. ૩ વાત કરતા પરદેશી જાય, હજી ન આવે સુંદર રાય. આઠ દીવસે બળી પ્રમાણુ, અગ-નીમાં જાશે નીરવાણુ ૪ નારી સાભળ કહુ છુ તને, હવે

શીખ દેને તું મને, ત્યારે મુખથી બોલી ભામ, મુજ હુ ણ
ણીનો તુજ વિશ્રામ ૫ થનાર હશે તે દેશુ થવા, પણ
તમને નહી દેઉ જવા; તમ વિનાનુ નવ રહેવાય, ઘડી એક
સો વર્ષની થાય. ૬ મેં તો શા કીધા અપરાધ, સતોસ્યા
નહીં કોઇ સાધ, મે તો દેવળ ડુગર બાળ્યા, મે તો દેઈ
વિશ્વાસ ટાળ્યા ૭ મેં તો વગડામા પાડી વાટ, મે તો સ્ત્રીના
ઉતાર્યાં ઘાટ, મે તો પાણીમા નાખી જાળ, કોઇને કુડી ચડાવી
આળ ૮ મેં તો ગોત્રમા કીધી સગાઇ, મે તો પરણાવ્યા
બેન ને ભાઇ, મે તો સાસુને મેણા દીધ. મે તો એવા
પ્રાયશ્ચીત કીધ ૯ પુરવછાયા—કાલાવાલા કરે કામની, સા-
ભળો મારા સ્વામ, બેઠા રહો તમે ઘર વિશે, જવાનુ મુકો
નામ ૧ સુદર વાણી બોલીયો, સાભળરે તુ નાર મન ગમે
તે કરો સહી, અમે જાશુ રાજદુવાર ૨ જો હુ ત્યા જાઉ
નહી, તો રાજા છડે પ્રાણ, તે માટે તુજને કહુ થાશે મોટી
હાણ ૩ નારી વળતી ઓચરી રાજા છાડે કાય તમને
જાવા નહી દઉ, કરો કોટી ઉપાય ૪ વળી જીવ જાશે તમ
તણો, સાચી કહુ છુ વત રીસ ચઢી ઘણી મન વિશે,
સુદરે મારા લાત ૫ કામની કહ મારો તમો, બીજી મારો
સ્વામ, તમને જવા નહી દઉ, મુકે મનની હામ ૬ બીજે
દીવસ એમ વહી ગયો, થયોછે સધ્યાકાળ ભોજન લાવી ભ-
વતા, ભરી લાવી તે થાળ ૭ ભોજન કરીને ઉઠીયા, સજ્જા
પાથરી નાર; આવો સ્વામી માહરા, પોઢોને ભરથાર ૮

રંગ ભોગ કીધો ઘણો, સુખ પામી કામન, નીદ્રા આવી તેહને પછી સુતો સ્વામીન. ૯ ચોપાઈ—પછી નીદ્રા આવી સ્વામીને, ત્યારે વીચાર કીધો કામને, મારૂ કેણુ ન માને ભરથાર, માટે કાંઇ કરૂ પ્રકાર. ૧ ત્રણુ ભાતનુ હીર લીધુ સાર, તેનો દોરડો બાંધ્યો તે નાર, સુડલો થયો ત્યા પ્રધાન તારે સુખ થયુ ત્યા કામન. ૨ પોપટ કીધો તે કામદાર, થયો પ્રાત સમો તેણી વાર; પાંજરૂ હતું ઘરમા જેહ, તેના પોપટ ઘાલ્યો તેહ ૩ દુધ રાંધ્યુ તે પોતે નાર, જમો જમો મારા ભરથાર, ત્રણુ દીવસ ત્યા વહીને જાય, પોપટને ચીંતા ઘણી થાય ૪ મનમા બહુ કરતો વિચાર, દુધ લઇને આવી નાર, જમો જમોરે પોપટ માહરા, થઈ દાસી ચરણુ સેવું તાહરા, ૫ લટકો કરવા ગઇ તે નાર, દુધ પાવા ઉંચુ કીધુ દ્વાર, પોપટ ભાગ્યો તેણી વાર, ક્ષણુમા તે નીકળ્યો બાહાર. પુરવછાયા—પોપટ ત્યાથી ઉડીયો સમળી થઇ તે નાર, વાયુ વેગે આવીયો જ્યા ભદ્રસેન કુમાર. ૧ ભર જોબન વરસ સોળમા પ્રભાવતી નીજ નામ, કુંવારીકા તે તો સહી, સુડો આવ્યો તે ઠામ. ખોળા ઉપર બેઠો સહી, હાથ ફેરવ્યો નાર, અરે તું કયાંથી આવીયો, મને ભલો કીધો કીરતાર ચોપાઇ—ભલો કીધો મને કીરતાર, પછી ઉંચુ જોયું તેણીવાર, એક સમળી દીઠી ત્યા જાણુ, પ્રભાવતી બોલી મુખ વાણુ, ૧ ઉઠદાબેગી ને કહે તેણીવાર, આમે સમળી મારો આ ઠાર, ધોકો લઈને વળી જેની ખાસ.

સમળી ત્યાંથી નાઠી જાય. ૨ પોપટ સુંદર દીઠો તે સાર, રાધે કરસન કરે ઉચાર, આજ સફળ હવો અવતાર, આલો દીધો મને કીરતાર. પુરવછાયા—પોપટ રાખ્યો પ્રેમદા, સમળી જુવે તે જાગ, પ્રભાવતી ધીરે નહી ફાવે નહી કાંઈ લાગ ૧ સમળી પાછી વળી ગઇ, મુકી મનની હામ, આશા ભ ગ થઇ કામની, કરતી ઘરના કામ ૨ પ્રભાવની બહુ પ્રેમથી, પોપટ મુકે ન લગાર. છાતી ઉપર રાખતી, તુ મારો દીલદાર ૩ ચોપાઇ—આવો આવોરે પ્રાણજીવન મારૂ તુજશુ બધાણ મન, હુ તો દુખણી થઉ તે અતીમામ, મારા જીવ તણા વિશરામ ૧ પોપટ આવોને આપણ રમીએ, ભેળા બેશીને બેઉ જણ જમીએ, મધ્યાનકાળ થયો તેણીવાર, મોહોલે સુતી પ્રભાવતી નાર. ૨ દાસી કોઈ નથી તવ પાસ, એકાતે સુતીરે અવાસ, પોપટ પાસે રાખ્યો છે સહી, તેને ભીડે છાતીમા લઇ. ૩ કાંઇ જમશો પોપટ રામ, કુર રાધુ હુ આણે ઠામ; તે તો જમીને પ્રીતે કરી. નારીએ સજા પાથરી. ૪ આવો સુઇએ તે પોપટરામ. મારે બીજાનું નહી કામ, છાતી ઉપર રાખે સાર, તેને મુકે નહીરે લગાર. ૫ પોહોર પાછલે દીવસ હોય. પાસે દાસી ત્યા આવે સોય, પોપટ ખોળામા લઈ બેઠી જ્યહા, એટલે સમળી આવી છે ત્યહા. ૬ દીઠી સમળી ને ચઢી બહુ રીસ, ઉઠ-દાએથી છેદ્યો એનુ શીશ. પોકો લઇને ઉઠી દાસી, ધાંચી પુત્રી ગઈ ત્યાંથી નાશી ૭ દેખી પોકો નાઠી ત્યાંથી નારે,

એતો ખોયો મારો ભરથાર; પછી આવી તે મંદીર માહે, આશા મુકીને બેઠી ત્યાયે. ૮ બોલી પ્રભાવતી તે નાર, સંધ્યાકાલ થયો તેણીવાર મોહોલ પોતાનો છે એકાંત જોઈ પોપટને થાએ શાંત. ૯ દીપક બળે છે ચારે પાસ, તેણે થઈ રહ્યો ઉજાશ, પોપટ કાહાડયો પાંજરેથી બાહાર, રાજા પાસે આવી તે નાર ૧૦ કાંઇ બેસાડી પોપટરામ, મારા પ્રાણ તણા વિશરામ, સુખડી લઈ મુકી તે પાસ, તમે જમો તે મન ઉલાસ ૧૧ રાત પડી તે સુતી ત્યાં નાર, એકલી પોતે મોહોલ મોજાર દીપક બળે છે ચારે પાસ, તેજનો ત્યાં બહુ પ્રકાશ ૧૨ પુરવછાયા—પ્રભાવતી સુતી ખરી, હૈડે હરખ ન માય, સુડા ઉપર હાથ ફેરવ્યો, ગળે દોરડો ત્યાય ૧ દોરી આ રેશમ તણી. દીઠી ગળાને ઠામ કોઇ પાપી નગ નારીએ, કીધુ કુડુ કામ. ૨ ચોપાઇ—દોરી છોડી તે છુટે નહી કાતરે કાપી નાખી છે તહી. એટલે થઈ રહ્યા કામદાર, દેખી લજ્જા પામી બહુ નાર. ૩ પુઠ વાળી ઉભો કામદાર, મુખથી બોલે નહિ લગાર તવ નારીએ વિચાર્યું મન, તમે સાભળો મારા સ્વામીન. ૪ હું તો છુ તમારી નાર, તમે સાચા મારા ભરથાર ત્યારે મુખથી બોલ્યો કામદાર, તું તો ઘેલી દીસે છે નાર ૩ અણઘટતું તે કેમજ હોય, સુણી હાંસી કરે સૌ કોય. એતો લાજ ભરેલું કામે, ફરી એવું માં લેશો નામ. ૪ પુરવછાયા—ઘટે નહી એ સુજને, કરવું કુડુ કામ ધરમ નહી પ્રધાનનો, વિચારો મન ભામ. ૧

સુણતા બોલી સુંદરી, તપી વિરહને તાપ. સાચા સ્વામી છો તમે, અવર ભાઇને બાપ ૨ ચોપાઇ—સાચું માનો તમે કામદાર, તમે સ્વામીને હું છું નાર; આવો ફરીએ તે આંટા ચાર, ભેલા બેશીને જમીએ કંસાર. ૧ સુંદર બોલ્યો મુખથી વચન. તું તો સાભળને કામન હું તો રાય તણો દિવાન. એ વાતે પામુ અપમાન ૨ પુરવછાયા–તમને હું છોડુ નહિ, સાચુ માનો જાણ. જો ના કહેશો મુખ થકી, કાઢીશ મારા પ્રાણ. ૧ તમે નહિ જાઓ જીવતા શિદ પાડો મને ફાળ દીઠી એમજ માહારી માટે આણ્યુ કાળ. ૨ ચોપાઈ–માટે માનોને માહારી વાત નહિ તો થાશે બેઉની ઘાત ત્યારે બીન્યો ઘણુ કામદાર ભલો ભલોરે તું વિશ્વાધાર ૧ એકે પુરૂ ન આવ્યું અન્ન ફાટલ ગોદડી કરવા સેન, બીજી ઘાચણ પુત્રી સાર તેણે પોપટ કીધો તે ઠાર ૨ વળતો મુખથી બોલ્યો કામદર જેમ કહે તેમ કરૂં હું નાર. આવો આંટા ફરીએ ચાર એવુ સુણતા રાજી થઇ તે અપાર. ૩ ફેરા ફરીયા પછી તે ઘડી તેને વાર ન લાગી વળી. હેતે પ્રિતે જમીયા કંસાર બહુ લાજ કરતી તે નાર ૪ તે રેણી વહીને જાય ત્રીજા દીવસની વેળા થાય એટલે પ્રાત થયો તેણીવાર. હાતણુ પાણી કરે કામદાર હાશીને કહિ મુકુ આવાર કોઇ આવે નહી આણે ઠાર તેની ખબર રાખે રૂડી પેર, નર નારી કીજે સુખ લહેર હાતણુ કરી રહ્યા કામદાર, એક કંડીયો કીધો તઇયાર. ૫ નારી કહે તેણીવાર, આમા બેસો તમે કામદાર. ૭

પુરવછાયા—રાયે કડીયાને જોઇ કરી, બોલ્યો તેણે ઠાર, આમાં કેમ ઘાલો તમો, એમ કહે કામદાર ૧ વળતી નારી એમ કહે, તમે સુણો મારા શ્યામ, કડીયામા પેસો સહી, ચાર ઘડીનું કામ ચોપાઇ—બે ચાર ઘડીનું છે કામ, કોને ખબર ન થાયે શ્યામ, તમને કહેતા પડે વિચાર, મારી જીભ કાપુ આણી વાર ૧ પછી કડીયામા પેઠો કામદાર, ઉપર ઢાંકણું ઢાકયુ નાર; સુંદર સમરે સારગપ્રાણ, મધુસુદનજી રાખજો માન ૨ પાંજરેથી છોડયો તમે શામ, કંડીયામા પેઠો આણે ઠામ, મારા દુખનો ન આવ્યો પાર, ભલો ભલો તું વિશ્વાધાર ૩ પુરવછાયા—કડીયામા પેઠો સહી ઘડી થઈ બેચાર, ઉડદાબેગી જોઇ કરી રૂદન માડયુ નર. ૪ પોપટ સમળી લઇ ગઈ, તે નવ રાખી તપાસ, ચેન પડે નહિ મુજને, ન આવીશ મારી પાસ ૫ એમ કહી ઉઠી ખરી, ધોકો લીધો નાર, દાસીને ઝાલી કરી, મારયા ત્યા બે ચાર ૬ ચોપાઈ—આવી જ્યા પ્રભાવતી માત, કહે દાસી શુણો મારી વાત, શા માટે મારો છુ રાક, બાઇ નથી અમારો વાક, વણ ગુને તે મારી અમને, સાઝી વાત તે શુ કહીએ તમને; પોપટ આવ્યો હતો એક પાસ. તેને સમળી લઇ ગઈ આકાશ. ૨ કહો એવડો શો અમારો વાંક વણ ગુને મારી છું રાક; માતા આવી પુત્રી અવાસ; કહે શાને મારી તેં દાસ. ૩ પ્રભાવતી બોલી તે વાર, રોઇ પડી ત્યા રાજકુમાર; એક પોપટ

આવ્યોતો અહીં; તેને સમળી તે લઈ ગઇ. દાસીએ નવ રાખી તપાસ, સમળી લઇને ઉડી આકાશ, તેની રીસ ચડી મુને ખરી, માટે દાસીને શીક્ષા કરી. ૫ પુરવછાયા— હવે કોઈ આવે નહી, માતા મારી પાસ, રસોઇ કરી હાથે જમુ, હું પોતાને અવાસ ૨ એકડડી છે માળીઓ ભીડયા તેના દ્વાર, ભોજન કીધા ભાવતા જમાડયો ભરથાર ૨ ચોપાઈ તે દીવસ એમ વહીને જાય સંધ્યાકાળની વેળા થાય, ત્યારે સુંદર કહે વચન, તું તો સાભળને કામન ૧ રાજાએ પણ લીધુ છે જાણ અગ્નીમા બળવું નીરવાણ; આઠ દીવસનો વાયદો હેય, તેમા પાચ વિતી ગયા સોય ૩ તેનોછે મુજને સતાપ, નીશ્ચે બળશે તારા બાપ, તે માટે હુ જાઉ ઘેર. આજ્ઞા દે તું રૂડી પેર ૪ ત્યારે કહેછે દઉ નહી જાવા, થનાર હશે તે દેશુ થાવા તમે રહો સ્વામીજી મુજ પાસ મુને કરશો નહી નીરાશ. ૫ પુરવછાયા— માડયા પાસા સોટાં જે છે નરને નાર, રમત લાગી રમશું તેને પાડયા પોબાર ૧ પ્રભાવતી જીતી સહી, હારયો ત્યા કામદાર, બ જીવાર પછી નાખીયા વળી પાડયા પોબાર રમત ઝટ મચી રહી, ઠોકા થયા અપાર; રખવાળો બેઠા અહી હળીતો તે સો ચાર ૩ ઠોકા કાને સાંભળ્યા રખવાળ પોકારે છે જેહ. સાભળતા અચરત થયા. જોતા મનમાં તેહ. ૪ ચોપાઇ—સુનો બે સુનો બે તુમ યાર. ઠોકા હોતા હે મહેલ મોઝાર, ઉસ ખાતર કહેત હૈ તુમકુ રાજા રીસ કરેંગે હમકુ

૧ સાવચેત બેઠા થઇ જાણુ તવ સુંદર બોલ્યો વાણુ જાવા દોને મુજને નાર હું તો માનું તમારો ઉપકાર ૨ પુરવછા-યા નારી વળતું એમ કહે ખરી કહુ છુ વાત; તમને જાવા નહી દઉ કરશો નહી ઉતપાત ૧ કાલાવાલા કીધા ઘણા માને નહી લગાર રીસ ચડી મન અતી ઘણી ધોલ મારી એ ચાર ૨ નાર પડી પૃથ્વી ઉપર મારો બીજી લાત. ત-મને જાવા નહી દઉ કહુ છુ સાચી વાત ૩ ચોપાઈ—જાવા નહી દઉ તમને કથ શાને કરો છો કલપાત માટે રીસ ઉતારો સ્વામ પુરો તે મારા મનની હામ ૧ સ્ત્રીએ ચરી-ત્ર કીધા અપાર રીસ ઉતારી ભરથાર પછી રંગભોગ ત્યાં કીધ પ્રભાવતીને બહુ સુખ દીધ ૨ સુંદર કરે છે મન વી-ચાર જેમ તેમ સુઇ રહે નાર એટલે સુતી પ્રભાવતી જાણુ ભર નીંદ્રા આવી તેને જાણુ ૩ પછી વિચારે ત્યા કામદાર. ખરો લાગ આવ્યો નીરધાર સુતી મુકુ જાણે ઠાં બારી-એથી ઉતરૂ આ વાર ૪ પુરવછાયા—એમ જાણીને ઉઠી-ચો. બારીયે આવ્યા સોય. રાહનુ એકજ બાધીયું જેમ ન જાણે કોય ૧ હળવે હેઠે ઉતર્યો. જોતા તેણી વાર બીક ઘણી મનડા વિશે ધરૂજે બહુ કામદાર ૨ ચોકીવાળા જા-ગીયા. જોતાં તેણે ઠામ ભુસકો ભારે થયો બોલ્યા મુખ-થી આમ ૩ ચોપાઇ—કોન એ કોન એ દેખો યારો. સબ રહો તુમ હુશીઆરી કોઇ ચાકર પડીયા ચોકમાં દેખે રસી બાંધી હે ગોખમાં. ૧ આપણુ ચોકીવાલા હે ભાઇ.

અપને રોટી રાજાકી ખાઈ; હેના બરછી ઢાલ તરવાર, કમરમે બાંધો કટાર ૨ ચોર ભાગ્યો ઊભી બજાર, કેડે ઢ-ળીત થયા હોશીઆર; ચારસે ઢળીત જે કહેવાય, તે તો સુંદર કેડે થાય. ૩ રાત બે પહોર ગઇ છે જાણ, દીઠો નગરશેઠ પ્રમાણુ, નામુ કરેછે પુત્રને બાપ, દીપક બળે ને બેઠા છે આપ ૪ મોતીચંદ છે એનું નામ, સુંદર આવ્યો તેણે ઠામ; ત્યાં તો આવીને ઊભો રહ્યો, શેઠને સમાચાર મુખથી કહ્યો. ૫ પુરવછાયા—રાખ રાખ શેઠ મુજને, જીવ દયા પ્રતીપાળ; ચોર છુ રાજા તણો, તું મુજને ઊગાર ૧ પુત્ર પીતા બે જોઈ રહ્યા હવે કેમ કરશુ આજ, શરણાગત ઉગારવો, લજ્યા રાખે મહારાજ ૨ એમ કહીને ઉઠીયા, આવ્યા ઘર મોજાર, અસ્રીને કહે સાભળો, શો કરવો વિચાર ૩ ચોરને લઇ સંતાડવો જુવે તપાશી જાગ, ઉગારૂ તુજને ખરો, પછી ખરૂ તુજ ભાગ્ય. ૪ ચોપાઇ—વિચાર કરે છે નરને નાર, એટલે ઢળીત આવ્યા સો ચાર બોલો બે બોલો બે તુમ શાહુકાર, ચોર આવ્યો તોરે દ્વાર ૧ ભાગો ભાગો ઉસકા કમાડ, એસા કામ કરે શાહુકાર, ઢળીત બોલ્યા તે-ણીવાર, થરથર કાપે તે ઘર મોઝાર ૨ શેઠ કહે કરવુ એવુ કાજ જેમ આપણી રહે વળી લાજ, પરપંચ કરીને ઉગારૂં માટે પુત્રી ભેગો સુવારૂં ૩ પછી ચોરને તે સાદ કીધો, પુત્રી ખાટલા પાસે લીધો ત્યારે સુંદર બોલ્યા વાણુ, હુ તો છુ ઢેડ પ્રમાણ. ત્યારે શેઠે વીચારયું આપ, જીવ

ઉગારૂં તો ન બેસે પાપ; ત્યારે પુત્રીએ કર્યો વીચાર. દીધો દેહ મુને ભરથાર, ૫ પીતા કહે તે ચહાવુ શીશ, નહી તો દુભાય શ્રી જુગદીશ, જેમ નશીબે લખ્યુ તેમ હોય, તેમા દોષ ન દેવે કોઈ ૬ પછી પુત્રીને આવ્યુ જ્ઞાન. ભલુ કરશે શ્રી ભગવાન મારા શીરનો છે છત્રજ એહ, એને અરપુ હુ મારી દેહ ૭ પુરવછાયા—પોઢાડયો ત્યાં ચોરને પુત્રી સજ્યા માંહ્ય શેઠે બાર ઉઘાડીયું હળીત આવી-યા માંહે ૧ મોતીચંદ મુખથી કહે ચોર નથી આ ઠામ. શક આવે મનમા કદી, જુઓ ફરી મુજ ધામ ૨

ચોપાઇ—સુણ બે સુણ તુ શાહુકાર જુઠુ બોલે તો ખાયેગા માર ઈસ ગલીમે આયા હે ચોર, જુઠા કયા કરતા હો સોર ૧ તુ તો હે બનીએકી જાત, હમ કહેતા હે સ-ચી બાત મોતીચંદ બોલ્યો તેણીવાર એક પુત્રી વહુને નાર. ૨ વળી હુ ને પુત્ર જમાઇ ચોર આવ્યો નહી અહી ભાઈ. તેઓ પેઠા ઘર મોઝાર, જોયા પેટી પટારા સાર ૩ જોયાં મેડી મહોલને માળ ચોર દીઠો નહી તેણી વાર. સુંદર પોઢયો પલંગ મોઝાર ઉપર ગોદડાં નાખ્યા ચાર ૪ હળીત આવ્યા તેને અવાસ. સાકરબાઇ ઉભીછે પાસ, કામની કહે ખોટી કા થાઓ, સુખીયા હોય તેને ઘેર જાઓ. ૫ તાવ આવેછે કથને સોય, ગોદડા ઓઢયાં છે આવી જોય, અહી ચોર નથી લગાર, મારા પતીને નથી કરાર. ૬ પુરવછાયા—નારી બળતી એમ કહે. ઈહા નથીરે કોઇ; ન-

ચન્ એવાં સાભળી, પાછા વળીયા સોય. ૧

ચોપાઇ—ચલો બે ચલો બે આપને ઘાર એ તો જુડા ન બોલે શાહુકાર. ચોર ભાગ ગયા હંસ ઠામ અબતો આનાં પીછા મુકામ. ૧ એમ કહીને નીકળ્યા બહાર શેઠે ભીડયાં પોતાના દ્વાર. સાકરબાઇ બોલી તેણીવાર તમે ઉઠો મારા ભરથાર. ૨ સુંદર બોલ્યો મુખથી વચન તું તો વેલી દીસે કાંચન અમે ઢેડ તમે શાહુકાર મુને કહે છે કેમ ભરથાર. ૪ પુરવછાયા—નારી વળતી એમ કહે સુણો તમે દીલદાર. ઢેડ અમારો શીર સમો. ફેરા ફરીએ ચાર

ચોપાઇ—ફરીએ ફરીએ તે ફેરા ચાર સુંદર બોલ્યો મુખથી વિચાર નહી આવે ઉત્તમ અવતાર હઠ મુકી દો તમે આ વાર ૧ ચતુર નારી થઇ કેમ ચુકે મને બહાર કાઢીને મુકે દુર્લભ મનખો ઉત્તમ અવતાર નહી આવે એ વાર વાર. ૨ તું તો આવડી શુ થઇ આતુર કાંઈ સમજણ રાખને ઉર નીચ સાથે ન કીજે પ્રીત નહી ઉત્તમ જાતની રીત. ૩ ત્યારે નારી બોલી વચન તમે સાંભળો મારા સ્વામીન મારા પ્રાણ તણા આધાર શુ તરછોડો વારમવાર. ૪ પુરવછાયા—માબાપે દીધી સહી તેમા કાંઇ નહી દોષ. શાસ્ત્ર શાખ એવી વદે જોશીનો એ જોશ ૧ ત્યારે સુંદર બોલીયો સાભળરે તું ભામ પુછી જો તુજ માતને કહે તેમ કર તું કામ ૨ ચોપાઈ—એવું સુણતા ગઇ માતની પાસ. મુખે નાખે અતી નીશ્વાસ સુણ માતા તું મારી વાત.

તે તો કીધો મહા ઉતપાત ૧ મને ઢેડને તે તો દીધ. અણઘટતી વાત બહુ કીધ. હવે તે કહે તેમજ કરીયે. કહે તો મોટા ચારજ ફરીયે. ૨ આળ બેસવાની હતી તે બેઠી તેની ચીંતા મારે મન પેઠી માતા બોલી તેણી વાર. સુણ પુત્રી મહારો વિચાર. ૩ કેમ ઢેડને આપણ વરીએ. પછી પૃથ્વીમા કેમ ફરીએ. માટે કાઢોની ઘરમાથી એહ શરણે રાખ્યો તો વળી તેહ ૪ કાલ તારા વિવાહ કરશું મુખ ઉચુ કરીને ફરશુ એમા લાછન લાગે કુળમા. પ્રતીષ્ટા જાએ એક પળમા ૫ માટે ઢેડને કાઢી મુક તું તો ચતુર થઇ કેમ ચુક એવા માતાએ કહ્યા વચન તોયે કુંવરીનું ન માન્યું મન ૬ પુરવછાયા—કાઢ બહાર આણી ઘડી નવ કીજે કઇ વાર એવુ સુણુતા ઓચરી રીસ કરી અપાર. ૧ પ્રથમ વિચાર્યુ નહી રતી જે અણઘટતી વાત, ચુક મોટી એ તમતણી સુણો માતને તાત ૨ થવાનું તે થઇ ગયુ. છઠી કેરા લેખ હવે કહ્યુ માનુ નહી પાળુ મારો ટેક ૩

ચોપાઇ—ત્યારે મુખથી બોલી માત બાઈ સંભળાવ તારો તાત, મોતીચંદ આવ્યો તે ઘડી ત્યારે બોલ્યા પુત્રીને માવડી.૧ મોતીચંદ કહે વચન શું કઇયો કરો કામન. તવ બોલી પુત્રીની માત. સાકરબાઇ બોલી ઉતપાત. ૨ ચોર રાજાનો આવ્યો તો જેહ. ઢેડ જાતનો હતો તેહ. પુત્રી કહે તેને કરૂં ભરથાર. મારૂં કહ્યું ન માને લગાર. ૩ મોતીચંદ કહે મુખથી વાણુ. મારી પુત્રી તું ચતુર સુજાણ. આપણો વણીક તણો અવતાર.

કેમ ઢેડ થાએ ભરથાર, ૪ કુળને લાછન લાગે બાઈ કોઈ સાંભળે બેનને ભાઇ; ત્યારે બોલી સાકર બાઈ વાત, તમે સાંભળો મારા તાત, ૫ પહેલા વીચાર મનમા ન કીધ મ-મે ઢેડ તે સોપી દીધ તે માટે એ મારો ભરથાર નવ ફ-રશું તે બીજી વાર ૬ પુરવછાયા—સ્વામી એ સાચો સહી. નહીતર પાકુ કાય, હવે સત જો ચુકીએ તો કોપે જદુરાય ૧ એમ કહી તે સથરી આવી મહોલ મોઝાર; દ્વાર બધ કીધા સહી. બોલાવ્યો ભરથાર ૨ ચોપાઇ—આવો આવો મારા ભરથાર. તમે બીક મા ધરશો લગાર માત પીતાની પુછી વાત કેમ મુજને કરેછે નાથ ૧ નારી કહે તમારે શુ કામ ઝાઝી વાત ન કીજીએ શામ ત્યારે સુ ર કહે તેણીવાર તારે ગમે તે કર તુ નાર ૨ પુરવછાયા—ચાર કળસ તે માડીયા હોમી ઘીની ધાર ચરભક્ષ કરીને ઉડીયા. મ ગળ વરત્યા ચાર ત્યા કણસાર આરોગીયા પરણ્યા રૂડી રીત એકબીજાને વાધી ઘણી માંહોમાહે પ્રીત ૨ ચોપાઇ—ઉ-બ્ણોદકે કીધા પછી સ્નાન અ ગે પહેરીયા વસ્ત્ર નીધાન ભોજન પચામૃત પકવાન બીડી કરી ખવરાવ્યા પાન ૩ ઉપા-મા બહુ સ્વામીને દીધ પછે મ ગળ આવને કીધ રૂડી પુ-ષ્પની સજ્જા તઈયાર આવો પોઢો મારા ભરથાર ૩ ભોગ વીલાસ કર્યો છે નાર હર્ખ પામી ઘણુ મન નાર પાન સોપારી એલચી સાર દેછે સ્વામીને નીરધાર ૪ પુરવછાયા—તે રજની એ વહી ગઇ થયો પ્રાત કાળ મુખ મ જના

કીધુ સહી સેવા કરતી નાર ૧ ચંદન રૂડુ ચરચીયું પુષ્પ સમરખ્યા હાર હરખ અતી હઇડા વિષે રૂપ તણો અવતાર ૨ ચોપાઇ—એવી પુજા તે કીધી નાર મોહો લથી ઉતરી તેણી વાર, માતા પાસે પુત્રી આવી જ્યાહરે, રીસ કરીને બોલી એમ ત્યાહરે. ૧ મારા ઘરમા તુ આ આ-વીશ મારૂ ઘર તુ અભડાવીશ તે તો ઢેડ કર્યો ભરથાર. તુ તો છેટી ઉભી રહે બહાર ૨ માત પુત્રી કરે છે વાત. એટલે ઘરમા આવ્યો તાત મોતીચંદ કહે સુણ બાઇ તે તો ઢેડથી કરી સગાઇ ૩ એ વાત કઈ પેર સતાડુ લોકને મુખ શુ દેખાડુ મારૂ મૃત્યુ આવ્યુ આણી વાર નહીતર મારૂ પેટ કટાર ૪ એમ કળકળે શાહુકાર તત્ર બોલી મોતીચંદની નાર સ્વામી ચડી જુવો અવાસ વેગે જાઓની ઢેડને પાસ ૫ કપટી રૂપ વશીકરણ હોય તેણે પુત્રી લોભવી કોય એવો પુરૂષ ન દીઠો કોય કાઇ કારણ એમા હોય, ૬

પુરવછાયા—શેઠ તતક્ષણ ઉઠીયો આવ્યો તેણે ઠામ સુંદર દીઠો મલપતો જોતા પહોતી હામ મે તો કઇ જાણ્યું નહી આ સુંદર પ્રધાન ભાવ કરી ભેટ્યા સહી દીધા આ દરમાન, ૨ ચોપાઇ—ભલે આવ્યા તમે કામદાર, તમે કીધી અમારી સાર; મોતીચંદ પામ્યો ઉલ્લાસ મારા મનડાની પોતી આશ. ૨ ભોજન કરાવ્યા તેણી વાર વળી બોલી મુખથી નાર, સુણો વાત મારી તમે સ્વામ, મહારી પોતી મનની હામ. ૨ મોતીચંદ ઉઠયો તેણીવાર સમજાવી પો-

હાની કુમાર, ખબર રાખજો રૂડી પેર પ્રભુજીએ કરી ઘણી મહેર ૩ તેડી પાસે પોતાની નાર આપણને તુઠયા વીશ્વાધાર એતો છે સુદર કામદાર ત બેહાર થઈ • હે કુમાર. ૪ હવે ઉગરશે રાજન જેને બરદ લીધુ અનુદન તે દીવસ એમ પુરો થાય તોયે ખબર થઇ નહી રાય ૫ બે દીવસ રહ્યા નીરધાર રાજા મરવા થયો તઈયાર સુદર કેમ ન આવ્યા ગેર કળકળે ત્યાહા આખુ શેહેર ૬ પુરવછાયા— બે દીવસ નીશ્ચે રહ્યા સુદર ન મળ્યો સાર મરણ આવ્યુ ઢુકડુ રાજા કરે વિચાર ૧ સુદર બેઠા મોહોલમા ચોપાટ રમે અપાર રઢ લાગી પાસા તણી ત્યા નાખીયા પોબા'ર ર ચોપાઈ -રમત રમે છે નરને નાર બહુ વીંધી એ નાખે પોબાર રજની ગઇ અડધી જ્યાહરે સુદર પોઢયો પલગ ત્યાહરે ૧ પ્રાત કાળ થયો નીર્ધાર મુખ મ જન કીધુ કામદારે પછી તેડી પોતાની નાર તું તો સાભળ મારો વિચાર ૨ રાજાએ પણ લીધુ છે સોય ખટ દીવસ ત્યા પુરા હોય સાતમો દીવસ થયો છે સાર મને આજ્ઞા દેને તુ નાર ૩ પુરવછાયા—તે દીવસ એમ વહી ગયો થયો પ્રાત કાળ આજ્ઞા દે તું મુજને રાજા આણે કાળ ૧ શેર જવા દે મુજને વાટ જુવે રાજન; વચન એવું સાભળી બોલી ત્યાં કામન ચોપાઈ—મુખથી બોલી ત્યાં કામન તમે સાંભળો મુજ સ્વામીન ભલા હશે તે કેમ જવા પણ નહી દઉ તમને જવા ૧ તમ વીના તો ખવ

રહેવાય ઘડી એક વરસની થાય, માટે જવા દેને કામન જેમ જીવે ધ્રુવ રાજન. ૨ કાલાવાલા કરે તે અપાર, તોએ નવ માને તે નાર, જે કહો તે ખોટી વાત, જાશો તો કરૂ મહા ઉતપાત ૩ સુંદર કહે તું ઘટ્ટ સુનાર, એમ કહીને ઉઠયો તેણીવાર, ત્યારે છેડે વળગી નાર, તેને વાર ન લાગી લગાર ૪ ત્યારે પાટુ મારી કામદાર, પણ નવ મુકે તે નારધાર, તમે બીજી મારો સ્વામ, પણ જવાનું નવ લેશો નામ ૫ ત્યારે ઘોલ માર્યું કામદાર, મોહોલમાંથી આવ્યો બહાર, પરસાળે આવી બેઠો સોય, જતા આવતા માણસ જોય ૬ પુરવછાયા—માણુસ સઘળા જોઇ રહ્યા, આ સુંદર કામદાર, તતક્ષણ તે તો દોડીઓ આવ્યા રાજદુવાર. ૧ વધામણી છે અમતણી, દેખાડુ કામદાર, વચન એવાં સાંભળી, હરખ પામ્યો અપાર. ૨ ને ઘડી ૨ જા ફ્રીયા તેડવા પોંને જાય. મહાજન સરવે ભેળુ થયું, ઉલટ અંગ ન માય. ચોપાઇ-તેને ઉલટ અંગ નમાય, આવ્યા મોતીચંદને ત્યાય; આવ્યા આવ્યા ત્યા રાજન, મોતીચંદનું માન્યુ મન; રાજા મુખથી બોલ્યો સોય, મુજને સુંદર દેખાડો કોય; મોતીચંદ ગયો ઘરમાંય, સુંદર ઉભો છે વળી ત્યાય. ૨ છેડે વળગી છે કામન, જાવા નહી દઉં સામીન, સુંદર ઘણો કરે છે ઉપાય, કામની કરે નાની નાય. ૩ મોતીચંદ આવ્યો તે વાર, દીઠી છેડે વળગી નાર, સુંદર ચાલો તેડે રાજન, ત્યારે મુખથી બોલી કામન. ૪ મારા સ્વામી લે અ-

હારે જાય. અહી પાછો ન મુકે રાય; ત્યારે શોરે અમારો તોલ, જાતો રહે પછી બોલ્યા બોલ ૫ મોતીચંદ સમજાવે બાળ, પણ ફાવે નહી કાઈ તાલ, વીચારીને મનમા રહ્યો રાજા પ્રત્યે બોલજ કહ્યો; તમને તેડે છે કામદાર, રાજાએ મોકલ્યો આ ઠાર, તોયે પણ ન મુકે નાર, મુખે કહેતી તે નકાર, ૬ પુરવછાયા—તતક્ષણ રાજા ઉઠીયા; આવ્યા મહેલ મોજાર, સુંદર દીઠો જેટલે છુટી આસુ ધાર ૧ ભુજ ભીડીને ભેટીયા, ભલો ભલો કામદાર, દરબાર ચાલો આપણે, તવ મુખથી બોલી નાર ૨ ચોપાઇ—ત્યારે મુખથી બોલી નાર, તમે મારા પીતા કેરે ઠાર, એને હું પરણી રાજન, એતો મારો છે સ્વામીન. ૧ અહી થકી જો અળગો જાય, પાછો એ નવ આવે રાય; કાઇ જોર ન ચાલે લગાર, અમે રાક વરણથી અઢાર ૩ ત્યારે રાજા બોલ્યા વાણ, મારી પુત્રી તું પ્રમાણ; તું તો મોકલ રૂડી પેર, એતો આવશે તારે ઘેર ૪ નારી કહે તમે પાળો બોલ રાજ વચનનો આપોને કોલ, તો મુજને આવે વિશ્વાસ ત્યારે મુકુ તમારી પાસ ૫ તવ રાજા બોલ્યા મુખે બોલ, આલે મારા બાપનો કોલ. તમે ધીરજ ધરો લગાર. એવી હઠ ન કીજે નાર. ૬ પુરવછાયા—કોલ દઇ પાછા વળ્યા, સુંદર ભેળો જાય, બારણે આવી ઉભા રહ્યા, ગુણીજન ગુણ બહુ ગાય. ૧ ભાટ ચારણ ગુણી ગાંધર્વ, બોલે જય જયકાર, વખાણ કરતા તે સહી ભલો સુંદર કામદાર. ૨

ચોપાઇ—જોવા મળી ત્યાં વરણુ અઢાર, મનમાં સકૈને હ-રખ અપાર; ભલે ભલે આવ્યો પરધાન, ઘણું હરખ પા-મ્યા રાજાન ૨ પુરવછાયા—હરખ રાજા પામીયો. વરત્યો જય જયકાર, ખબર થઈ પછી ત્યા કને, જ્યા બેઠી કુળ-વતી નાર ૧ તતક્ષણ વહેલજ જોતરી, ભેળી છે રતુકાર; વેગે વહીને આવીયા, મોતીચંદને દ્વાર. ૨ ચોપાઇ—આ-વી આવી કુળવતી નાર, સાથે દાસી છે રતુકાર, દોડી ઘાંચી કેરી બાળ, તે પણ આવી ત્યા તતકાળ ૧ પ્રભાવ-તીને ખબરજ હોય, વહેલ બેશીને આવી ત્યાંય, સરવે આવી મોતીચંદને ઘેર, હવે નીપજે કેવી પેર, ૨ પછી દોડી મોતીચંદની તન, આવી જ્યાં પોતાનો સ્વામીન, પાસે આવીને ઉભી નાર. બીજી ત્રણ નારી તેણે ઠાર ૩ ત્રણ દીઠી જ્યારે કામની રીસ ચડી ઘણી ભામની; સાકર-બાઇ બોલી વચન. તમે ઘરમા ચાલો સ્વામીન. ૪ ચાલો ચાલો સ્વામી ઘર માંહ્ય તમે બેઠા છો આંહ્ય; એવાં વચન સાકરબાઇએ કહ્યાં, કુળવંતીથી નવ જાયે સહ્યાં. ૫ એતો કેમ કહે ભરથાર. એમ કહી કાંડુ ઝાલ્યુ નાર; ચાલો ચાલો મારા સ્વામીન, આ તો ઘેલી દીસે છે કામન. ૬ ત્યારે પ્રભાવતી બોલી સોય, આતો કોણજ નારી હોય. આવી છેડે વળગી નાર; છાનોમાનો બેઠો કા-મદાર ૭ ઘાંચી કેરી પુત્રી જેહ, આવી છેડે વળગી તેહ. ચારે નારી દીએ બહુ માન, જેમ ઘણી ગોપીમા કહાન.

૮ પુરવછાયા— સુંદર શરમ પામ્યો ઘણું, ચારે વળગી કામન ત્યારે વળતો બોલીયો, ભદ્રસેન રાજન ૧ આતો કઉતક છે ખરૂં, દીઠી નીજ કુમાર. હળવે રહીને પુછીયું કહો આ શું કામદાર ૨ ચોપાઇ—બોલ્યા ભદ્રસેન રાજન; પાસે દીઠી પોતાની તન; આ વાત નીપની કામદાર, અમને સમજાવો આણે ઠાર ૧ સુંદર બોલ્યો મુખથી વચન, ચારેને પુછો તમે રાજન, ત્યારે પુછે ઘાચણને કાર, તારો કેમ થયો ભરથાર. ૨ ત્યારે મુખથી બોલી નાર, જીવતદાન દીધું કામદાર, તે માટે મારો ભરથાર; સાચુ કહ્યુ વચન મે આણી વાર ૩ કુળવતીને કહ્યું વચન, એને હાથે કીધુ ભોજન, પછી પુછ્યુ પોતાની કુમાર, તારો કેમ થયો ભરથાર. ૪ ત્યારે બોલી પ્રભાવતી નાર, પોપટ થઇ આવ્યો કામદાર, તે માટે મારો એ ભરથાર, એમા જુઠુ નહીરે લગાર. ૫ પછી પુછ્યુ વણીકની કુમાર, તારો કેમ થયો ભરથાર સાકરબાઈ બોલી વચન, સાભળો પીતાજી મારૂ વચન ૬ ચોર થઇ આવ્યો પ્રધાન તેને આપ્યુ મે જીવતદાન; સીપાઈ મારતા હતા એને ઠાર, રાત ગઇતી ત્યાં ઘડી બાર. ૭ એને ઉગાર્યો તેણી વાર, પીતાએ સોપ્યો એ ભરથાર; તે માટે મારો એ સ્વામ, તમે કરોને મારૂ કામ. ૮ પુરવછાયા—વચન એવા સાભળી વસમે પામ્યો રાય, ભલાં નશીબ સુંદર તણાં, એ વાત સત્ય કહેવાય, ૧ વઇવાળ કહે રાય સાંભળો. રાજા વીર સુજાણ; પહેલી કન્યા કઈ વરે, તે સભ-

ળાવો રાજન ૨ કુગત ની વરે નહી, એવું પીરસ્યું અન્ન, સુખ એતો પામે નહી, દુઃખ પામ્યો રાજન. ૩ ઘાચી કેરી દીકરી, તે કેમ વરે નીરધાર પોપટ એને કીધો સહી, પાજરે ઘાલ્યો કામદાર. પ્રભાવતી પરણે નહી, કડીઆમાં ઘાલ્યો જેહ, કહ્યુ તેને માન્યું નહી, ઉઠી ભાગ્યો તેહ ૫ ચોપાઇ—પરણે પરણે વણીકની કુમાર, જેણે ઢેડ કર્યો ભરથાર, એવુ વઇતાલે કહ્યુ વચન વીર ઝખો થયો તે મન ૧ પછી વઇતાલ કહે સુણો રાય, મોતીચદ કીધો વીવાય; મડપ લીપ્યો કનકની ગાર, શોભે કામ તે મીનાકાર. ૨ પુરવછાયા—મહાજન આવ્યુ મલપતું મોતીચદને દ્વાર, આનદ સહુને અતી ઘણો, મગળ ગાએ નાર ૧ વઇશાક શુદ એકાદશી, ઉત્તમ મગળવાર, શુભ મહુરતમા આવીયા, પોતે ત્યાં કામદાર ૨ ચોપાઇ—સુદર પરણવા આવ્યો ત્યા સાર, હરખ પામ્યા છે નરને નાર, પછી તોરણ પાસે આવ્યો, સાસુએ મોતી લઇને વધાવ્યો. ૧ સાસુ પોખવા આવી ઝાર. હાથમા લીધો સુવરણનો થાળ, પછી પોંખવા માડયું કામન, હરખ વાધ્યો પોતાને મન. ૨ મુસળ મુંસળ રવાઇયો ને ત્રાક પોખી તાણ્યું જીઆવરનું નાક; ગાલ ટપકુ કરીને તાણ્યો, પછી હાથેવાળો મેળવ્યો. ૩ પછી માનુની મગળ ગાય, ત્યા નાટારંગ બહુ થાય; મોતીચંદે આપ્યાં કન્યાદાન. હરખ પામ્યો પોતે રાજન ૪ ત્યાંતો મંગલ વર્ત્યા ચાર. હેતે પ્રિતે જમ્યા કંસાર, પરણી ઉઠયા રૂડી રીત, માંહો

સાહે બદલું છે પ્રીત ૫ મોતીચંદે કમાડી જાન પછી આપ્યા શ્રીફળ પાન; પછી પેરામણી આપી સાર, હરખ પામ્યા ભદ્રસેન રાય મોતીચંદે આપ્યા પસાય, તેને ઉલટ અંગ ન માય. ૭ પુરવછાયા—રાજા વાણી બોલીયા, સાંભળ તું કામદાર, હવે વેહેલા થાઓ સહી, પરણાવું મુજ બાળ. ૧ પછી વીવહ કીધો સહી, પરણાવ્યો પ્રધાન રાજપાટ સોપ્યું સહી દીધા ઝાઝા માન ૨ પછી ઘાચીની પરણ્યો સહી પરણ્યો કુળવતી નાર સુંદર તો સુખ પામીઓ ભાગ્ય તણો નહી પાર ૪ કવીજન તો વળી એમ કહે, કરમજ મોટા હોએ માન પામે પરદેશમાં, ગાજી ન શકે કોય ૫ કરમજ જેના પાધરા, તેને વશ સહુ લોક કવીતા વાણી એમ કહે, કરમ વીના સઉ ફોક કરમ વીના નર જ્યા ફરે ત્યા ન પામે માન, જે નર છે અભાગીયો, તેને શુધ નહી સાન ૬ ચોપાઈ—સુંદર પરણ્યો તે રૂડી પેર, સુખ ભોગવે સ્વર્ગની પેર, કામકાજ પુછી સૌ કરે, દેશે આણ સુંદરની ફરે ૧ એક દીવસ થયો સંધ્યાકાળ, મોહોલમા બેઠી ચારે નાર, મહોલમધ્યે વળી તે પ્રધાન, રાણીએ ઘણા દીધા માન. ૨ પ્રભાવતી બોલી વચન, વાત કહુ સાંભળો રાજન તમો છોજી ચતુર સુજાણ તમ આગળ અમે અજાણ ૩ તમો ચતુર શીરોમણી મહારાજ, એક અમારૂ કરોને કાજ; તમ આગળ વાત કીજીએ, તેનો ઉતર અમને દીજીએ ૪ અમને દીજીએ તે કેહેશુ સાર, એમ બોલી પ્રભાવતી

નાર; ચાર પાસે બેઠી કામન, હેતે વાત કરે ભામન ૫ ચોપાઈ-ચતુરાઇથી વાતો કીજીએ, આપો ઉત્તર તે સાંભળીએ; પછી રાણીએ શમશા કહી, તે તો રાજા સાંભળે સહી, ૧ પુરવછાયા—નારી બોલી મુખ થકી, સાંભળો ચતુર સુજાણ, પાચ પપા વહાલા પુરૂષને તે બતાવો નીરવાણ ૧ પાન પાઘ ને પદમની પ્રેમદા ને પોશાક, કાંઇક પુછો અવનવું, જે કહો તે વાચાય ૨ ધન ધન નારી તુજને, ધન ધન રાજકુમાર, પાચ કકા વાહલા પદમની તે કહો ને અવીધાર કાજળ કુમકુમ ને કચુકી, કસુબોને કથ, એ પાચે વાલા કામની, વળી મુજને તું પુછત ૪ સુંદર વાણી બોલીયો, સાંભળરે તું નાર, તમમાં ખોડજ પાચ છે, અમને તે દેખાડ ૫ કુડ કરૂપ કુલક્ષણી કુડુ કામ કરનાર. એ પાચ નથી મારી કને, સુણો તમે અવીધાર ૬ તમે કહોછો કે અમે એકલા પણ તમ સાથે છે સાત, તે પ્રત્યક્ષ દેખુ સહી, બતાવોને નાથ ૭ તીર ત્રકસ તરવારને, ભાલો ને તોખાર, ખેડુ ઢુબ્લે ચાબખો, એ સાત મુજ કને સાર. ૮ ચોપાઇ—પ્રભાવતીએ વચનજ કહ્યું, તે તો સુંદરે સવ લહ્યું; વળી કુળવતી બોલી નાર, સાંભળો ને મારા ભરથાર. ૧ મેં દુખ દીધું તમને કંથજી, તેથી જીભ ઉપડતી નથી; તમો છોજી ચતુર સુજાણ, પુછુ તેનુ કહો પ્રમાણ ૨ પુરવછાયા—જે મધ્યે ગગાજલ વસે, જટા બીરાજે શીશ, નેત્ર ત્રણ કહો મુને, નહી ઉમીયાપત ઇશ. ૧

ત્યારે સુંદર વાણી બોલીઓ, સાભળરે તું નાર શ્રીકૃષ્ણ નામ છે તેહનુ, નીશ્ચય કહુ નીરધાર એક નરે નરને ગળ્યો તેને દીસે સોભાવન; તે હમણા છે તમ કને, તે તે બતાવો રાજન ૩ સુંદર વળતુ બોલીયો, સાભળ તુ કામન, જાણો નામ છે તેહનું કહુ હુ તુજને વચન ૪ એક પંખી ઉડે જીવવીણુ, બેસે જેણે કામ, મૃત્યુ પામે દેખતા, તે કહો મુજને સ્વામ, ૫ ત્યા સુંદર વળતો બોલીયો મનમા રાખી ધીર, તે પુછ્યુ જે કામની, તેનુ નામજ તીર ૬ બે રાણીને સુંદર કહે, તમો છો ચતુર સુજાણ, અમને ઉત્તર આપીએ, હુ બોલુ તે પ્રમાણ ૭ ચોપાઈ—તું તો સાભળ કુળવંતી નાર, વળી રતનસેનની બાળ, મુરખો હતો મારૂ નામ, હુ શુ જાણુ ચતુરાઈના કામ ૧ એક વાતનો અર્થ કીજીએ, પછે અમને ઉતર દીજીએ, શમશા મા કહુછુ સાર તમે સાભળજો તે નાર ૨ પુરવછાયા—નર બે ગળ્યા નારીએ, જગત જીવાડણ જેહ, તે વાહલી નારી નરને, મુજને બતાવો તેહ ૧ કુળવંતી એમ ઓચરી, સાભળો મારા સ્વામ, તમો અમને જે પુછીયું, તેના કચુકીમા છે ઠામ ૨ નર બે રૂપે આગલા, અસીને વહાલા અપાર; ગલસ્થલ ચુંબન કરે, તે બતાવો નીરધાર ૩ નેત્ર નીહાલે સરવને, સામુ ન જોવાય, તેમા તે એ નર રહે, અષ્ટ સત નર બાધ. ૪ શમશા કહી તે સાભળો, બાધો બંધન એક; તે નર તો પાસેજ છે વાલો તુજ વીશેક ૫ તારી

જનુનીએ વરશો, તે થાશે તારો કથ; તે બતાવો સુંદરી, વાત એમ પુછત ૬ કુળવતી વળતુ એમ કહે, સાભળો બાવન વીર, ચાદલો નામ છે તેહનુ, મન રાખો તમે ધીર. ૭ ચોપાઇ—તવ બોલી વણીકની બાળ, અમે રાક વરણથી અઢાર, તેલ વેચીને પેટજ ભરીએ, તેની વાત ઝાઝી શું કરીએ ૧ અમે ગરીબ માણુસ જેહ, એતો રાજપુત્ર કહીએ તેહ, એક વાત કહુ છુ તમને, તમો રીસ માં કરશો અમને ૨ એક અમે પુછુ વાત, તમે સાંભળો મારા નાથ; શામશામે કહીએ જાણુ, તમે સાચુ બોલો પરમાણુ ૪ પુરવછાયા—સાચુ બોલજો મુખથકી, રીસ મા કરશો લગાર, વાતનો અર્થ કીજીએ, સાચુ કહુ અવીધાર ૧ પીળો પણ પોપટ નહી, કાળો પણ નહી નાગ, પાખો પણ પખી નહી ઉડે પણ નહી કાગ ૨ કુશુમ પ્રેમલ વાહાલો ઘણો; કમ ઉપર રહે જેહ; પુછયુ તમે પ્રેમદા ભમરો નામજ તેહ, નારી પણ નીરબળ નહી, ડાળી પણ નહી કોયલ, દરે રહે પણ નાગણ નહી, રાજા સાચુ બોલ ૩ જે બાધે બલ બહુ ચડે, શોભે સુરને નાર, મૃત્યુ પામે બેસતા તેનું નામ તરવાર ૪ ચોપાઇ—શામકુવર ઘાચીની બાળ, તે તો વચન બોલી રસાળ; એતો નારી ચતુરા સોહે, તે પર મન તમારૂ મોહે ૧ એમ કહીને બોલી નાર, મારી વાત સુણોને લગાર; સાચુ કહો તમે મારા સ્યામ; મારા મનની તે પુરો હામ ૨ એક વાતનો અરથ કીજીએ, હીંમતે તેનો ઉત્તર દીજીએ, હુ તો

સમશા કહુછુ સાં, તમે સુણો મારા ભરથાર. ૩ પુરવ- છાયા—નર એક નામાંકીત સદા સુત છે તેના બાર, ચાલે એક પછી બીજો સ્થીર નહી લગાર ૧ ત્યારે સુંદર બોલી- યો, સુણ તુ ચતુરા નાર, પુરૂષ સવત્સર ભલો, સુત તે માસજ બાર આઠ કટકે નર નીપજે બે નારી નર ચાર; બે માહે વડલ વસે, તે બતાવો ભરથાર, ૩ ત્યારે સુંદર એમ કહે, સાભળ તું કામન, પલગ નામ છે તેહનુ, જે પર કીજીયે શયન ૪ સુખનું માડણ સર્વનું, જેને વાધે કામ; વહાલુ ઘણુ તમ કને બતાવો તે શામ, ૫ અમુલખ જે કામની, વણ તોળ્યો વેચાય જેમ જેમ આઘે સચરે, મુલ મોઘેરા થાય ૬ સુંદર કહે નારી સુણો, સમશા પુછુ નામ જુગતેથી તે જાણીએ, પ્રેમદા તે તો પાન ૭ સોળ સાહેલી- મા રમે, ખેલે ત્રણ કુમાર, તમ ઘર તે અમ દેખતા તે બતલાવો ભરથાર ૮ રાજા લે તોરી દેખતા, દેખતાના તો દેહ, હારે જીતે હોડજ કરે, સામા સોગટા તેહ ૯ ચોપા- ઇ—એમ માહોમાહે અર્થજ કહ્યા, તે સમજીને રાજી થયા, એમ કરતા થયો પ્રભાત, આનદમા તે વીતી રાત. ૧ મુખમજન કીધુ પ્રધાન પછી સમરયા શ્રી ભગવાન; ઉના પાણી થયા તૈયાર, સુદર નાહ્યો તેણીવાર, ૨ ભો- જન કીધુ રૂડી પેર, સુખ પામ્યો પોતાને ઘેર, સુંદર ઘોડે ચયો સ્વાર, વેગે આવ્યા રાજદ્વાર, ૩ સુદર આવ્યો સભા મોઝાર આવી રાજાને કીધો જુહાર, રાજાએ ઘણાં દીધાં

માન, આવો આવો દેશ દીવાન, ૪ સુંદર વીના નવ ચાલે ઘડી, ઘણી પ્રીત જીવ સાથે જડી; સુંદર જે કરે તે થાય, સુંદર વીના ઘડી ન રહેવાય ૫ સુંદર પ્રાણ તણો આધાર. સુંદર આંખો કરે ઠાર, ભેળા બેસી કરે ભોજન, ઘણું સુંદરનું બાંધ્યુ મન ૬ રાજાની રાણી છે પચાસ, ઘણુ કરતાં સુંદરશું હાસ્ય, સુંદર આવો કરીએ પથ, ચાર રાણી કેરા કથ બેસે કચેરી મોઝાર, આવો આવો સુંદરનો દરબાર; સુંદર આપે ને રાજા ખાય, ભેળા મૃગીયા રમવાને જાય. ૭ સુંદર કહે રાજા બોલ, આજ નહી કોઈ તારે તોલ; લાડકો રાજાજીનો કહેવાય, સુંદર જે કરે તે થાય ૮ પુરવછાયા—ઘણા દીવસ એમ કહી ગયા, સુખમા અપરમપાર; સુંદર સુતો માહોલમા, પાસે કુળવતી નાર ૧ ઘર પોતાનું સાંભર્યું માત તાતને ને ભ્રાત. મળીએ વેગે તેહને સુખ દુ:ખ કહીએ વાત ૨ ચોપાઇ—એમ સાભરે માતને તાત. બીજા સાભરે છે નીજ ભ્રાત, તેથી સુંદર કરે આસુપાત, વારવાર સભારે છે માત, ૧ જેણે દીધી મુજ આશીષ, જીવો પુત્ર કરોડ વરીસ અ તરમા વીમાશણુ કરે, હઇડામાં માતા સાભરે. ૩ મારી સ્ત્રી રૂડી હતી સાર, તેનો વીજોગ છે અપાર; કિરપા કરે જો દેવ મોરાર, જઇને મળુ આણીવાર. ૪ પુરછાયા—એમ જાણી રૂવે સહી, શીતળ કરી આપાર; વળતી બોલી ત્યાં સહી, જે કુળવતી નાર ૧ આરત ખમા ખમા કહોજી, શુ ઉપજ્યું દુખ; માત કેરા

મુજ આગળે જેમ તમને થાય સુખ ૨ કોણે તમને દુખી
આ, શું પ્રભાવતી નાર, શું બોલી વણીકની દીકરી, દુખ્યા
કાંઈ ભરથાર. ૩ ડાકણ કેરી દીકરી, બોલી છે કોઇ વાણ,
સાચુ બોલો કથજી, કહો મને ઠીરવાણ ૪ રાજાએ કઇ
દુખીયા, કેમ નઇણે આવ્યા નીર, તે માટે મુજને કહો, કે
સુખ નથી શરીર ૫ ચોપાઈ— સાચુ કહોને મારા શ્યામ,
શું નથી તમને આરામ, હુ જાઉં તમ ઉપર બલીહાર તમને
ખમાખમા ભરથાર ૧ સુંદર બોલ્યો મુખથી વચન, સાંભળ
વાત મારી કામન, મને વરસ થયા છે બાર, દેશ મુકયો ને
આવ્યો આ ઠાર ૨ હવે જાવું મારે તીહા, મુજ પીતાનું ઘર છે
જીહા પ્રભાવતીને તું સમજાવ, તારી ઉપર રાખેછે ભાવ ૩ ત્યારે
બોલી કુળવતી નાર, તમે સાભળો મારા ભરથાર; મને પણ
સાભરે મારી માય, દશ વરસ વહીને જાય. ૪ પછી રજ-
ની વીતી તતકાલ, એટલે થયો પ્રાતઃકાળ; ત્યા આવી પ્ર
ભાવતી નાર બીજી આવી ઘાચીની કુમાર ૫ કુળવંતી
બોલીરે વચન, સાંભળો પ્રભાવતી કામન, સાંભળ તું ઘાચી
ની કુમાર, એક ઉપજ્યો છે મન વિચાર ૬ આપણ કહીસેં
જે હાસ્ય વચન, દુખ ઉપજ્યુ તેમને મન, સ્વામી ચીંતા
કરે છે અપાર, આંખે ઝરે છે આંસુની ધાર ૭ તેમને સા
ભરે છે માતને તાત, પછી સવેએ માની વાત; પ્રભાવતી
સાંભળ તું વચન, તું તો સુણ ભદ્રસેનની તન ૮ સમજાવો
તમારો બાપ, સુખ થાયે ને ટળે સતાપ; આપણ આવુ

સાસરે જાણુ, ત્યારે પ્રભાવતી બોલી વાણુ ૯ સાસરે જાય છે સઉ નાર, એમ ચાલ્યો જાય છે સંસાર સમજાવુ પીતાને સોય, તેનો નકાર ન કરે કોય ૧૦ પુરવછાયા- તે દીવસ એમ વહી ગયો, સંધ્યાસમે નીરધાર, દરબારેથી આવીયા સુંદર જે કામદાર ૧ આવીને ભોજન કર્યા, સુવા ગયો કામદાર. પ્રભાવતીના મહેલમા, આવ્યો તેને ઠાર ૨ પુષ્પે સજ્જ પાથરી ઉપર પોઢયા જાણુ મુખ ઝાંખુ ત્યા દેખીને, બોલી મુખથી વાણુ ૩ શા માટે તમે અણુમણા, કહો તે મુજને વાત; જેમ કહો તેમ હુ કરૂ, ચીંતા ટાળો નાથ ૪ ત્યારે સુંદર બોલીયો, તું સાભળ રાજ કુમાર, દેશ મને બહુ સાંભરે વરસ થયા છે બાર ૫ તે માટે જાશુ સહી, પીતા દેશ મોજાર; મન ગમે તો આવજો ચારે ભેળી નાર. ૬ ચોપાઇ— તમે ચાર છો કામન, વાત આવે તમારે મન, અમે જાશું અમારે ઘેર, દીવસ થયા ઘણા બહુ પેર ૧ તવ બોલી પ્રભાવતી નાર, તમે સાંભળો મારા ભરથાર; જેમ કહો તેમ અમે કરીએ, વાત તમારી ચીતે ધરીએ, એક વાતનો કહીએ વિચાર, તમે સાભળો મારા ભરથાર, કયો દેશને કયુ ગામ, કોણુ માત તાત શ્યો નામ. ૩ કેમ નીસરયા છો પરદેશ, હજી છો તમે બાળે વેશ, તેતો વાત કહોને ખરી; અમે સાંભળીયે ચીત ધરી. ૪ પુરવછાયા—તવ સુંદર વળતો બોલીયો, સાંભળરે તું નાર, વાત માંડી કહુ તુજને, તેહ તણો વીચાર. ૧ કનકાવતી નગરી સહી, ત્યાં કનકસેન રા-

જન ચાર ભાઇ અમે ખરા, માનો સત્ય વચન ૨ ચોપા-
ઇ—પીતાએ કહ્યુ આસ્ને વચન, કેને નશીબે જમોછો અન્ન
તે તો કહોને સત્ય વચન, તમારે નશીબે જમીએ અન્ન પ-
છી મુજને પુછયુ રાજન, કેને નશીબે જમે તું અન્ન, ત્યારે
મન કરયો વીચાર, જુઠુ નવ બોલુ લગાર. ૨ ત્યારે બોલ્યો
વચન સાક્ષાત, નશીબ કરે તે સાચી વાત, એમ બોલ્યો હું
નીરધાર જેણે જન્મ દીધો સંસાર, ૨ ઇશ્વર પુરે સર્વને
અન્ન, પીતા માનોને મુજ વચન ૩ પુરવછાયા—વાત એવી
સાંભળી રાજાને ચડી રીસ, કાહાડો એને વન વીશે, નહી
તર છેદીશ શીશ ૧ માટે ત્યાથી નીસરયો આવ્યો રતન
નગરી માહે, રતનસેન રાજા ખરો પીતા કુળવંતીના ત્યાં
ય ૨ ઘણા દીવસ ત્યા રહો, આવ્યા આણે ઠામ; તે પછે
વજીર થયો કર્યુ રાજાનુ કામ ૩ બીજી વાત જે નીપજી
તે સર્વે જાણો નાર જાશુ અમારા દેશડે; સત્ય કહુ નીરધા-
ર ૪ ચોપાઇ—એમ વાત કહી કામન, મુખથી બોલી છે
ભામન. તમે સાંભળો માગી વાત, જઈ સમજાવો મારો તાત.
૧ હાસ્ય વીનોદ કરો કામદાર, આવ્યા કુળવતીને દ્વાર કુળવંતી
બોલી મુખ સાર તમે ભલે આવ્યા ભરથાર ૨ તવ બોલી છે
રતુકાર, વીચાર શું કીધો નર નાર અમ આગળ કહો તે વાત,
તમે સાંભળો મારા ભ્રાત, ૩ પુરવછાયા—સુંદર વળતો
બોલીયો, સાંભળ તું રતુકાર; દેશ આપણે મુકીયો, થયાં
વરસજ બાર. ૧ હવે ત્યાં જાવુ સહી, કીધો એ વીચાર

વચન એવા સાભળી રાજી થઇ રતુકાર ૨ કુળવંતી વળતું કહે, સાભળો મારા સ્વામ વહેલા થઇને પરવરો, કરવું વહેલું કામ. ૩ પછી ભોજન કરી નીસરયા, આવ્યા રાજ દુવાર ભદ્રસેન એમ બોલીયા ભલે આવ્યા કામદાર ૪ બે ઘડી બેઠા સહી, તવ દીઠું ચચલ મન ઝાખું મુન દેખી કરી, તવ બોલ્યા રાજન ૫ ચોપાઇ—ત્યારે મુખથી બોલ્યા રાજન, ઝાખું મુખ દેખી પ્રધાન જે વાત હોય તમ રૂદે, તે તો સાચુ તું અમને વદે. ૧ ત્યારે સુંદર બોલ્યો તેણીવાર, સાભળો રાય કહુ વીચાર અમારે જવુ છે સોવન, હવે જવાનુ થયું છે મન, ૨ બાર વરસ અમને વહી ગયા, માટે હવે નવ જાએ રહ્યા સાચુ તમને કહું છુ રાય, હવે અમને કરો વીદાય ૩ ત્યારે રાજા બોલ્યા વાણ. સાભળ સુંદર ચતુર સુજાણ, તમ વીના અમને ન રેહેવાય. ઘડી એક વરસ સોની થાય. ૪ અહી તમે ભોગવો રાજ. ત્યાં ગયાનું શુ છે કાજ થનાર હશે તે દેશુ થવા પણ નહી દઊ તમને જવા ૫ ત્યારે સુંદર બોલ્યો સાર અમને વરસ થયાં છે બાર. હવે સીખ દીઓ રાજન, તમને છેલું કહું વચન. ૬ પુરવછાયા—રાજા હશીને બોલીયો જોર તણુ નહી કામ, ચાર દીવસ રહો તમો આ પણ તમારૂં ગામ. તવ જુહાર કરીને ઉઠીયો. સુંદર તેણીવાર; વેગે ચાલી આવીયા. પોતા કેરે ઠ.ર. ૨ ચોપાઇ—સુંદર આવ્યો પોતાને દ્વાર ત્યારે ત્યાં બોલી રતુકાર, કહો શું

બોલ્યા રાજન, તે તો કહો અમને વચન ૧ પછી બેઠી ચારે કામન, બોલી સાહેબાઇ ભામન, તમે સાભળો મારા કથ કેમ જાવાનુ કોછો કથ ૨ ચારેનુ જ્યારે માન્યુ મન, આપણા દેશ જઇએ કામન, તવ બોલી વણીકની બાલ, તમે ગમે તે કરો તતકાળ ૩ તઇયારી કીધી કામદાર, ચારે નારી લઇ, તઇઆર; તેડુ આવ્યુ રાજનુ સાર, મેહેલે પધારો તમે કામદાર ૪ તમ વીના ન સુજે લગાર, તે તો માનો સાચુ નીરધાર કટક સજાઈ કરોને ઘણી, ખરચી દયો રૂપઇઆ તણી, હેમાભરણી ઘણી કીધી રાય, સુદર ચાલવા તતપર થાય, સાથે સેન તણો નહી પાર, રથ તઇયાર કરાવ્યા સો ચાર ૬ પુરવછાયા—દુદુભી વાજા ગડગડયા, નકી પોકારે લલકાર, સેન સઉ તઇયાર થયુ, રાય આવ્યો તેણીવાર ૧ સુદર ઉઠયો તરતશુ, રાજાને દેતો માન, હલ હલ કરીને ઉઠીયો, અસવાર થયો પ્રધાન ૨ સેન સરવે નીસર્યુ નગરબહાર તે વાર, પાછળથી વળી આવીયા, રાજાને વળી કામદાર ૩ હળીમળી પાછા વળ્યા, વળ્યા મહાજન ને રાય, બધા ત્યાંથી પરવરયાં, દેશ પોતાને જાય. ૪ ચોપાઇ—દીન સાત થયા તેણીવાર, આવ્યા રતનપુરીમા સાર; કુળવતીનો તાત છે જીહા, આવી તબુ દીધો તીહાં ૧ ત્યારે જાણ્યુ કુળવતી નાર, મારે પીયેર આવ્યા કામદાર, રતનસેને સાભળી વાત, કોઇ આવ્યો પૃથ્વીનો નાથ. ૨ જેના કટક તણો નહી પાર, હવે શું કરવું કામદાર; રાજપુત્ર બોલ્યા વચન, મોટા ભુપ નમા

વ્યા રાજન ૩ આપણ પણ નમીએ રાજન, તેજપાલે કહ્યુ વચન, એક અશ્વ કરો તઇયાર, તેને શણગાર્યો તેવાર. ૪ સુવરણ થાળ તે લીધો હાથ, ભરયા હીરા રતન તે માય રાજા પાલો થયો તેણીવાર, ધન લઈને ચાલ્યો કામદર ૫ આવ્યા સામા ચાલી રાજન, ત્યારે તેણે વીચાર્યુ મન એને મળુ આનંદ ભેર, પછી જાણશે સઘળી પેર ૬ પુરવછાયા— એ પીતા કુળવંતી તણા, તેને દઇએ માન, એટલે આવી ને મળ્યા રતનસેન રાજાન રતનસેન જાણે નહી, સુંદર છે કામદાર, ત્યારે બાહેર નીસરી, પોતે તે રતુકાર ૨ પીતાજી આવો અહી, તેડે તમારી બાળ, રતુકારને દીઠી સહી, વીસ્મય થયો ભુપાળ ૩ બાપ દીકરી બને મળ્યા હઇયાં-ફાટે તે રોય, ચોપટ સઘળી જોઈ રહી ટગમગ ઉંચી જોય ૪ ચોપાઈ—પછી કુળવંતી બોલી વચન, તે માત્રને મળો રાજન, પછી મળ્યા સસરો જામાત્ર, એમ કુશળની પુછી વાત, શહેરમાં આવ્યા રાય, સસરો જમાઇ આગળ થાય; તેજપાલ ચાલ્યો પ્રધાન, તેણે તો ઘણા દીધા માન. ૨ આવ્યા આવ્યા નગર મોજાર, હરખ પામ્યાં સઉ નરને નાર, પછી ભોજન કરાવ્યાં રાજન, દીધા લશ્કરેને ભોજન ૩ પ્રધાન ત્યા ફરે નોતરે, નગર આખુ ત્યાં ભોજન કરે; પછી થયો ત્યાં સંધ્યાકાળ, જમી રહ્યા સઉ બાળગોપાળ. ૪ પછી દરબાર કચેરી મળે, પાસે ચોશઠ દીવા બળે, બંદીજન ત્યાં કરે વખાણ, ભલો ભલો તું સુંદર રાજન, રત્નસેન કહે

રાજી થાય, ભલે આવ્યા તમે સુંદર રાય. મારા ભાગ્ય તણો નહી પાર, આજ સફળ થયો અવતાર ૬ કુળવતી સુતી હીંડોળે, તેને દાશીઓ વાયુ ઢોળે, પ્રભાવતી સુતીરે પલંગ, વણીક પુત્રી સેવા સંગ. ૭ ફૂતી બાચી કેરી બાળ એમ સુતી સ્ત્રી ચ્યાર, પછી સુતો સુંદર પાસ સર્વને ઘણો ઉલ્લાસ ૮ પછી રાજા કહે એણી પેર, તમને પ્રભુએ કીધી મેહેર કેમ પરણ્યાં ચ્યાર કન્યાય, તે તો વાત કહોને રાય ૯ સુંદર બોલ્યો ધરનો લાજ, જાણતાં પ્રભુએ કીધું કાજ, આગ્રી વાત મા પુછો રાય, એમાં થનાર હોય તે થાય ૧૦ ત્યારે રાજા સમજ્યો મન, પછી બોલ્યા નહી વચન, રાજા મુખથી એમજ બોલે, સુંદરને કોઈ ના આવે તોલે ૧૧ સુ છાયા તે રજની એમ વહી ગઈ, થયો પ્રાત કાળ, સુ મજન કીધું રાયજી, સમરયા શ્રી ગોપાળ ૧ પછી સભામા આવીયા, સુદર રાજા બાણ, બ્રહ્મજન ત્યા આવીયા તે કરતા બહુ વખાણ. ૨ - ભાટ ચારણ ગુણ ગાધરવ, બોલે જયજયકાર સર્વને દાન જ આપીયા, તે હરખ્યા અ-પરમપાર ૩ ચોપાઈ—બહુ હરખ પામ્યો ત્યા રાય, આ રાણી મન રાજી થાય. ૧ લીધાં મુખવાસ એલચી પાન, પાસે બેઠા રાજા પ્રધાન, પછી પંડ્યાને તેડયા જાણ, સુદરે ઉઠી કરયો પ્રણામ ૨ આગતાસ્વાગતા કીધી જાણ સુંદર બોલ્યો ત્યા સાર, આપો મહોર તે એક હજાર, પંડ્યો હરખ પામ્યો અપાર. ૪ પુરવછાયા—આસીસ વચન પંડયે કહ્યું,

ચીરંજીવી તું રાય, એમ કહીને સંચર્યો, પોતાને મંદીર જાય ૧ સુંદર આવ્યો મોહોલમા, કુળવંતી તેડી સાર; આપણ હવે ચાલશું, થાઓ તમે તઈયાર. ૨ એમ કહીને પાછો વળ્યો, આવ્યો સભા મોઝાર; રાવત રાવ બેઠા સૌ, તેણે કરયો જુહાર ૩ ચોપાઈ—તે દીવસ એમ વહીને જાય, સંધ્યાકાળની વેળા થાય, રાય બોલ્યો મુખથી વાણ, ચાલો મંદીરમા નીરવાણ, ૧ પછી આવ્યા પોતાને દ્વાર, ભોજન કીધાં તેણીવાર, મળી બેઠા ત્યા રાજન, ત્યારે સુંદર બોલ્યો વચન ૨ અમને શીખ આપો તમે રાય, અમને દિવસ ઘણા તો થાય; રાય બોલ્યા મુખથી વાણ, તમે સાંભળો ચતુરસુજાણ ૩ ચાર દિવસ તમે રહો રાય. ધન ઘડી ધન વેળા કહેવાય, ત્યારે સુંદર બોલ્યો વચન, સેન ઘણુ ભેળુ છે રાજન. ૪ નહી રહીશુ અમે અધ ઘડી ત્યારે રાજા બોલ્યો વળી, એમાં જોર તણું નહી કામ, સુખે પધારો તમે રાજન. ૫ તે પણ રજની વહીને જાય, સવારે સામગ્રી થાય; ખરઃ કેઠ મગાવ્યાં સાર, ત્યાતો દાસી તેડયા આ..ર ૬ વાટ બંગાડી સાહ્યા જેહ, પેહેરામણી કીધી તેહ, .રયા રાજી અપરમપાર થઇ રહ્યો ત્યાં જયજયકાર ૭ પુરવછાયા—પેરામણી કીધી બહુ વીધની. પાચ શત આપ્યા તોખાર, ગજરથ આપી પાલખી, આપ્યા ગરથ ભંડાર ૧ સોલ શણગાર આપ્યા પુત્રીને, હીરા રતન જડાવ, વસ્ત્ર અનુપમ આપીયાં, આપ્યા નવસેર

હાર. ૨ પુત્રી ચાલી પ્રેમશું, સુંદર થયો અસ્વાર; સેન અન્ન ધન ચાલીયું, તેહ તણો નહી પાર. ૩ રતુકાર ભેલી સુચરી, બીજી દાસી અનેક, સુદર વળતો બોલીયો; રજા કરોને છેક-

૩ ચોપાઇ—હવે રાજા વળાવવા જાય, નીશાન વાળો આગળ થાય, તેજપાળ ભેલો કામદાર, વળાવા જાએ નરને નાર ૧ સૌ આવ્યા એક જોજન, પછી રાત ત્યા કીધુ ભોજન, તબુ ઉભા કીધા તે સાર, રાતે સુખીયા થયા નરને નાર. ૨ વીતી રજનીને ઉગ્યો દન, શીખ માગી ત્યારે રાજન; પછી વળાવ્યા કુટુંબ પરીવાર, સર્વ સુદરને કરે જુહાર ૩ શીખ માગીને વળીયા જેહ, હરખ પામે સુદર તેહ, વજડાવીયા તે ઢાલ નીશાન, માગણ જન કરે બહુ વખાણ ૪ જેટલા આવે આડા દેશ, ધન આપી નમે નરેશ, ખટ માસ એમ વહીને જાય, કનકાવતીએ પહોચ્યા રાય. ૫ ત્યા છે કનકસેન નરેશ, તે તો ખોઈ બેઠો છે દેશ, ગામ એક રહ્યુ છે સાર, તેમાં રહે છે બાળગોપાળ ૬ બીજા પોતાના જે છે દેશ, લુટી લીધા અન્ય નરેશ, જેના ભાગ્યમાં હતું રાજ, સુદર કહાડી મુકયો માહારાજ. ૭ દુરબુધી આવીરે રાજન, તેને કીધો ઘણો અભીમાન, અભીમાન જે પ્રાણી કરે, તે તો નીશ્ચે ભુખે મરે. ૮ અભીમાન રાવણે કીધ, રામે મારીને લંકા લીધ, ગરવ કીધો તે દુરજોધન, તે તો પામ્યો ઘણા વીઘન ૯ સત ભાઇ તેને કહેવાય, તે તો મુળ સમુળાં જાય, અરજુને કીધો અભીમાન, તેને દુખ્યા શ્રીભગવાન

૧૦ રાજપાટ તે ખોયું રાવ, બાર વર્ષ માહા દુખીયા થાય, પછી ઉગારયા ભગવાન, માટે નવ ધરવુ અભીમાન. ૧૧ અભીમાન સમુદરે કીધ, અગસ્તે આચમન કરી લીધ, એમ જે કરશે અભીમાન, તેમા દુભાએ શ્રી ભગવાન ૧૨ પુરવછાયા—અભીમાન કીધુ રાયજી, તો ગયુ નીજનું રાજ સુદર જો આવે સહી, તો રૂડુ થાયે કાજ સુદર આવ્યો સીમમા, તવ રાજા કલ્પ્યો મંન, એક ગામ છે માહરે, તે જાશે જગજીવન ૨ હવે હુ તો શુ કરૂ, કરૂ કોણ ઉપાય, ધન મુજને મળે નહી, શુ આપુ લાગુ પાય ૩ સુદર પુત્ર મે કાઢીયો, કરમી હુતો જેહ, ત્રણે પુત્ર અભાગીયા, દુખ બહુ પામ્યો તેહ ૪ ચોપાઈ—સુદર પુત્ર હતો હોશીયાર, તેને કાઢયો વન મોજાર, એ હોય તો લીયે કોણ નામ, પુરે મનડા કેરી હામ ૧ ત્રોટક—રાજા કરે છે બહુ રૂદન, લાડકવાયો મારો તન; તે તો વળી મે કાઢીયો વન પુત્ર ખોયો મે હાથથીરે ૧ સુદર પુત્ર જો માહરો હોય, તો મુને ગાજી શકે ન કોય, એમ કહી રૂવે રાજન પુત્ર, ખોયો મે હાથથીરે ૨ સુદર મારો પ્રાણ આધાર, હવે હુ જીવું નહી લગાર; નીશ્ચે મારૂ પેટ કટાર, પુત્ર ખોયો મે હાથથીરે. ૩ રાજા મુખથી બોલ્યો વાણુ હવે હુ કાઢુ મારા પ્રાણ બાજુ આવે ઓશાણ, પુત્ર ખોયો મે હાથથીરે. કટક આવ્યું મારે ગામ, તે તો મારૂ લેશે નામ, તે માટે મરૂ આ ઠામ પુત્ર ખોયો મે હાથથીરે, ૫ એમ કહી કાઢયો કટાર, હવે મરૂ આણુ

દાર; હાથે જઈ વળગ્યો કામદાર, ધીરજ ધરો મન લગાર. પુરવછાયા—પ્રધાન વાણી બોલીયો, સાભળરે રાજન; કરો ઉપાય તમને કહું, ધીરજ રાખી મન ચોપાઈ - તમે ધીરજ રાખો મન, એક અશ્વ લીયો રાજન; તેને શણગારે રૂડી પેર, પુજા સામગરી લીયો ઘેર ૧ પાળા થઇને નીશરો આહાર સાથે બાધવા નહી હથીયાર, હાથે સુતરે બાધો હાથ, નહી બોલે પૃથ્વીના નાથ. ૨ પછી તે કરયો ઉપાય; એમ રાજા મળવા જાય, ભેળા ચાલ્યા રાજા પ્રધાન, આવ્યા લશકરને મુકામ. ૩ આડા ઉભા છે છડીદાર, તેણે ઉભા રાખ્યા તેણે ઠાર ખડે રહે ભાઇ અહી, હુકમ નહી ખાવિદકા તહી, ૪ સુદર પાસે ગયો છડીદાર, કોઇ આયા હે તણુ બાહાર, તેણે કહી મુખથી વાત, કઇ હે પૃથ્વીના નાથ ૫ ભેલા બનીયા હે અપાર, સુખે ખડા હે તણુ બાહાર; જેસા હુકમ કરો તમ રાય, ત્યારે સુદર વિસ્મે થાય ૬ સુદર ઉઠીયો તેણીવાર, હાથ જોડી છોડયાં હથીયાર પીતા પાસે આવ્યો તન, નીર વહેને કરે રૂદન. ૭ રાજા આવ્યો તણુ મોઝાર, આવી સુદરને કીધો જુહાર, સુદર સામો આવ્યો તાય, રાજા મનમા વીસ્મે થાય ૮ પુરવછાયા—રાજા ત્યા વીસ્મે થયો, જે આતો સુદર તન, જોતા આસુ આવીયાં. ભલો તુ જગજીવન, ૧ સુદર વળતો બોલીયો, ઓળખો છો મારા તાત, હુ તો પુત્રજ તમ તણો, સાંભળો મારી વાત. ૨ ચોપાઇ—રાજા મન થયો રળીઆત જઈ બેઠા

પુત્રની આસ; હરખે આંસું આવે જેહ, ભાવે કરીને ભેટયો તેહ ૧ પછી આવ્યા તે નગર મોઝાર, સર્વે ઘોડે થયા અસ્વાર; ત્યાથી ચાલી આવ્યા ગામ માય, માણસ મળીયા જોવાં ત્યાય, ૨ નગર તણી નારી સોય, તે તો ઉભી સુંદરને જોય ભલે આવ્યા તે રાજકુમાર, એમ કહે સઉ નરને નાર. ૩ સુંદર આવ્યો રાજદુવાર, આવી માતાને કીધો જુહાર. ભાઈ ભોજાઈ ભેટયા જાણ ભેઠી રૂદન કરે પરમાણ. ૪ માતા રૂદન કરે છે અપાર નઇણે આંસુ વહે ચોધાર, સુંદર તેને દીયે ધીર. આપણે સાથ થયા જદુવીર ૬ ચારે વહુઅર લાગે પાય સાસુને મન હરખ ન માય; મધ્યાન કાળ થયો જેટલે. ભોજન વેળા થઇ તેટલે ૭ સુંદર આખુ ભોજન કરે રાજા હરખ તે મનમા ધરે; ભોજન કીધુ સુંદર રાય. આનંદ ઓછવ ત્યાં બહુ થાય.

પુરવછાયા—ઘણા દીવસ એમ વહી ગયા સુંદર બોલ્યા વચન; આપણા નગર જે હતા તે કોણે લીધાં રાજન." ૧ ત્યાં રાજા વળતો બોલીયો. તુ સાંભળ મારી વાત; કેટલાંક ઘરાણે મુકયાં સહી. વરસ થયાં છે સાત. ૨ કેટલાક લુંટી લઇ ગયા બળીયા હતા જેહ; હવે તમે તો આવીયા રૂડુ થાશે તેહ. ૩ સુંદર વળતો બોલીયો. ઘરણે મુકયાં સાર. ધન આપી તેહને પાછાં લ્યો નીરધાર. ૩ જેની પાસે મુકીયાં. તેને તેડાવ્યા જાણ; આવીને ઉભા રહ્યા બોલ્યા મુખથી વાણ ૪ લેખુ હોય તે કીજીએ

ફ્યોની તમારા ગામ ધન અમારૂ આપીએ. એમા નહી ઘણું કામ ૫ લેખા કીધા ત્યા સહી ધન આપ્યુ અપાર. જેના જેટલા દોકડા દીધા રાજકુમાર ચોપાઇ—દોકડા આપ્યા તે પ્રધાન ધન ધન સુદર રાજન સુદરને આનદ મન માહે ધન આપીને લીધા ત્યાહ ૧ બીજા ગામ ગયા ત્યા સાર જુધ કરી લીધા તેણી વાર આ સુદર જેવો ન કોઇ સહુ દેખીને રાજી હોય ૩ એમ વઇ ગાલ કહે સુણો રાય એતો હરી પુજાના ફળ થાય જેણે વિપ્રને આપ્યા અન્ન જેણે નાતને કરાવ્યા ભોજન ૪ રૂડા તીરથ કરે નર કોઈ એતો હરી પુજ્યાના ફળ હોય. ઘોડા હસ્તી બાધ્યા દ્વર મોટા પુત્ર કરે વહેવાર ૫ પરીવાર રાજાનો સર્વ, તેનો ઉતાર્યો મનનો ગર્વ, પછી આપ્યુ સુદરને રાજ કનકસેન સમરે જગરાજ.

પુરવછાયા રાજ સોપ્યુ અતી રીજશુ સુંદરને તે વાર. સજન સહોદર હરખીયા મનમાં અપરૂમપાર. ૧ સુદર કથા રળીયામણી શુણજો રાખી ભાવ. મન ઇછીત ફળ પામશો આ જગમા શુભ લાભ ૨ શ્રોતા વક્તા સાંભળો. કહે કવી કરજોડ રાત દીવસ મુખથી વદો જય જયશ્રી રણછોડ. ૨ ધીરજ ધારે મન વિશે. તેનો બેલી રામ. મુખ થકી નવ મુકતુ ઉત્તમ હરીનુ નામ ૩ સુદર જે સુખ. પામીયો પરમેશ્વર પ્રતાપ. સજન સરવે સમજજો. મુક્ત થશે સૌ પાપ. ૪.

સમાપ્ત